શ્રી

# અખિલ સૌરાષ્ટ્ર રાજપુત પરિષદ્

## વર્તેજ

તા. ૧૧-૧૨-૧૩ જુન

બુધ, ગુરુ, શુક્ર.

---

સ્વાગતમંડળના પ્રમુખ

શ્રી જોરાવરસિંહજી હરિસિંહજી ગોહેલ

કેપ્ટન, બી. એ., એમ. સી.,

[illegible]

ભાષણ

# અખિલ સૌરાષ્ટ્ર રાજપૂત પરિષદ્‌ના સ્વાગત-મંડળના પ્રમુખ કેપ્ટન શ્રી જોરાવરસિંહજી હરિસિંહજી ગોહેલનું ભાષણ

મહાનુભાવ મીજમાનો, વ્હાલા પ્રતિનિધિ બંધુઓ, સજ્જનો અને સન્નારીઓ,

કોમ અને દેશને માટે પ્રાણાર્પણ કરવા સદા તત્પર રહેલી રાજપૂત જાતિના પ્રતિનિધિઓ સશસ્ત્રયુદ્ધકાળનો લોપ થયા પછી, આજે આટલે વર્ષે, કોમના સર્વસામાન્ય હિતનો પડકાર સાંભળી આવા મ્હોટા સમુદાયમાં અહીં એકઠા થયા છે, તે દૃશ્ય કોને હર્ષ-પ્રફુલ્લિત નહીં કરે?

આ મેળાવડામાં એવો કોણ અભાગી હશે કે જેનું હૃદય, જ્ઞાતિગંગાના આ સબળ વેગવાન પ્રવાહમાં સ્નાન કરવાનું પુણ્ય પામવાથી, આનંદના આવેશથી નાચતું ન હોય? આવા જાતિભક્ત સમુદાયનો સત્કાર કરવાનું અહોભાગ્ય મને સાંપડ્યું તેથી હું પરમેશ્વરનો પાડ માનું છું અને એ સર્વેશ્વરની પાસે માગી લઉં છું કે મારા હૃદયમાં જે ભાવ અને અતિથ્યાદરનાં જે ઉમળકા ઉછળી રહ્યા છે તેને, મ્હારી ભાંગી તૂટી વાણીમાં યથાર્થ રીતે નહીં તો થોડાઘણા પણ પ્રદર્શિત કરવાનું મને સામર્થ્ય આપે.

મહાપ્રતાપી પૂર્વજોના અને તેજસ્વી કુળોના જે પ્રતિ-નિધિઓને હું આજે મ્હારી આસપાસ બિરાજેલા જોઉં છું, તેમનું યથોચિત સ્વાગત કરવાની મારી અશક્તિનું ભાન આવતાં, મહાકવિ કાલિદાસ જ્યારે રઘુવંશનો મહિમા પ્રસારનારૂં મહાકાવ્ય રચવા બેઠા ત્યારે એક ન્હાનકડા નાવડાથી વિશાળ મહાસાગર તરી જવાની તૈયારી કરતાં થાય-એવી જે એમની મનોવૃત્તિ થઇ હતી, તેવીજ વૃત્તિ અને તેવો જ ક્ષોભ આજે હું અનુભવી રહ્યો છું, અને આપના આતિથ્યમાં અમારી જે ત્રુટીઓ રહી ગઈ છે, તથા આપનું ઘટતું સન્માન અને ગૌરવ કરવામાં અમારામાં જે ઊણપ જોવામાં આવે છે, તે માટે હું નમ્રભાવે આપ સર્વેની ક્ષમા ચાહું છું. મને વિશ્વાસ

છે કે આપનું ભક્તવત્સલ સૌજન્ય સઘળું નિભાવી લેશે અને માફી બક્ષશે. ગોહિલવાડના સમસ્ત રાજપૂત-સંઘ તરફથી હું આપને સૌને અંતઃકરણપૂર્વક આવકાર આપું છું:

જ્યાં સિંહણ નિજ સંતાન ધવરાવે જાળે,
જ્યાં સાગર ઉછળે નીર મોતીની પાળે,
જ્યાં પ્રેમભક્તિનાં ગાન ભક્તજને ગાયાં,
જ્યાં સ્થળ સ્થળમાં ઇતિહાસ શૂરના સોહાયા–
એ અદ્દ્ભૂત દેશના બાલ સ્મરીને વીર રતિ
સૌરાષ્ટ્ર તણાં નર-નાર પધારો ભાવવતી.

(કવિવર ન્હાનાલાલ-થોડા ફેરફાર સાથે)

સંસારનું અવલોકન કરનાર, જગત્ પાસેથી જ્ઞાન અને અનુભવના પાઠ શીખનાર અને પોતાની આજુબાજુના બનાવો પ્રત્યે ઉઘાડી આંખો રાખી ફરનાર વિચક્ષણ પુરુષો પણ એક નવાઇ જેવી ભૂલ સદા કરતા રહ્યા છે. "ગુરુ થા તારો તુંજ" એ સૂત્રને આપણે સામાન્ય રીતે વીસરી જઇએ છીએ; બહિર્ જગતને જે કાંઇ શીખવવાનું છે તે, તથા બીજું જે સૃષ્ટિનું રહસ્ય ખુલ્લું કરવાને તે અશક્ત છે તે સઘળું અંતર્દષ્ટિ કરનાર મનુષ્યને સહજ પ્રાપ્ત થાય છે. આપણું ચિત્ત આપણી પોતાની તરફ પરોવાવું જોઇએ. એકાગ્રતાથી આપણે પોતાની જાતનો અભ્યાસ કરવો જોઇએ. શું આપને એમ નથી લાગતું કે આપણે આપણને પોતાને વીસરી ગયા છીએ, આપણી જાતનો પરિચય આપણે ખોઇ નાંખ્યો છે, અને આજે 'આપણે કોણ અને ક્યાં?' એનું ભાન પણ આપણને રહ્યું નથી?

આત્મવિસ્મૃતિના દોષમાંથી ઉગરવા માટે, આપણો ઊંડો સાચો પરિચય ફરી જીવતો કરવા માટે, સ્વાર્થના આવરણોને હઠાવી પરસ્પર નિઃસ્વાર્થ પ્રેમ-સંબંધ બાંધવા માટે, આપણી છિન્નભિન્ન થતી એકતાની સાંકળ ફરીને સાંધવા માટે, કોમના આળસ તથા પ્રમાદ ઉડાડવા માટે, આપણાં પુરાણા ગૌરવના મીઠાં સ્મરણો તાજાં કરી એ નમુના મુજબ આપણી હાલની દશા ઘડવાની કોશિશ કરવા માટે, આપણા ભાવિની મધુરી

ભાવનાની ઉચ્ચ સ્વપ્નસૃષ્ટિ આલેખી એ સ્વપ્નો સાચાં પાડવાનો પ્રયાસ કરવાની પ્રતિજ્ઞા લેવા માટે, આજે આપણો સંઘ એકઠો થયો છે. ચાલો આપણે આપણા પુરાણા ગૌરવની જરા ઝાંખી કરીએ.

## ભવ્ય ઇતિહાસ

ભગવાન શ્રી કૃષ્ણે શ્રીમદ્ ભગવદ્ ગીતામાં ગાયું છે, તેમ પોતાના બાહુરૂપે ક્ષત્રીઓને પ્રભુએ પેદા કર્યા ત્યારથી આજ સુધીમાં કેટકેટલા મહાપુરૂષોનો જન્મ આપણી જ્ઞાતિમાં થયો છે? આર્ય સંસ્કૃતિનાં પૂર મહી, નર્મદા અને તાપીને તીરે ઉભરાયાં તે પૂર્વે, નર્મદા કાંઠે મહિષ્મતી નગરીમાં જ્યારે અપૂર્વ શૌર્ય અને અતુલ ઐશ્વર્યથી અંકિત હૈહયવંશી કાર્તવીર્ય સહસ્રાર્જુન હજાર હાથથી દેશ પરદેશનાં દુશ્મનદળને દળી નાખતો હતો, ત્યારથી અને તે પહેલાંથી શરૂ થતી રાજપૂત કુળની શૌર્યકથા અદ્‌ભુત ઇતિહાસ પુરો પાડી રહેલ છે.

જેની અવિચલ કીર્તિની ઉર્જ્વલતાથી ઇતિહાસનાં પાનાં દીપી રહ્યાં છે, અને જેમના યશોગાન આજે હજારો વર્ષો વીત્યાં છતાં પણ મનુગણ સહસ્રમુખે ગાઈ રહ્યો છે, તે રઘુકુળમણિ ભગવાન રામચંદ્ર અને તેમના ભાઇઓ, તથા ભારતના જનમંડળને સદ્‌ગુણ અને સચ્ચારિત્ર્યનું દૃશ્ય પૂરૂં પાડનાર ધર્મરાજ યુધિષ્ઠિર, કૃષ્ણસખા અર્જુન અને તેમના બંધુઓ—આવા પ્રતિભાશાળી પુરૂષશ્રેષ્ઠ મહાનુભાવોએ જે જાતિને દીપાવી છે તેના પુરાણા ગૌરવનો મહિમા કોણ ગાઈ શકે? ભારતમાં ધર્મચક્ર પ્રવર્તાવનારા મહાત્યાગી ભગવાન્ મહાવીર અને ભગવાન બુદ્ધદેવે પણ આપણી જ્ઞાતિમાં અવતાર લઈ આપણી રાજપૂત કોમને પાવન કરી છે. મૌર્ય સમ્રાટ્ યવનવિજેતા ચંદ્રગુપ્ત અને એશીયાખંડમાં આર્યધર્મનો વિસ્તાર વધારનાર દેવતાઓના પ્રિય ધર્મમૂર્તિ અશોકના વિજયધ્વજમાં રાજપૂત જાતિની જ યશગીતા લખેલી છે. હૂણ અને શક જાતના પરદેશી ટોળાંને ભારતવર્ષ પર ધસી આવતાં અટકાવી મહાવિપત્તિ કાળે ભારતવર્ષની સ્વતંત્રતાનું રક્ષણ કરનાર અને પોતાના નામનો શક ચલાવનાર ગોહેલોના પ્રતાપી પૂર્વજ શાલિવાહન. અને આર્યસંસ્કૃતિ, આર્યધર્મ, સાહિત્ય અને કલાને અપુર્વ વેગ આપી

તેનો પુનરુદ્ધાર કરનાર ગુપ્ત સમ્રાટોના મુકુટમણિ વિક્રમાદિત્ય સમુદ્રગુપ્ત વીરધર્મ અને રાજધર્મના મોંઘા પાઠ આજે પણ આપણને શીખવી રહ્યા છે. કનોજાધિપતિ આર્ય સમ્રાટ્ હર્ષવર્ધન, દિલ્હીશ્વર શૌર્ય-મૂર્તિ પૃથ્વીરાજ ચહુઆણ, પરમ ભટ્ટારક ગુર્જરાધિપતિ પાટણ નરેશ સિદ્ધરાજ જયસિંહ અને વિપત્તિના ઘેરાતાં વાદળ સામે ખડક સમ અડગ શોભતો ટેકીલો રાણો પ્રતાપ: એ નામો આજે પણ કેટલું ચૈતન્ય અને કેટલી પ્રેરણા આપણને આપી રહ્યા છે? મોગલાઇનો ધસતા પ્રવાહને ખાળી આર્યધર્મની વિનાશ ઘડી ટાળનાર મહારાષ્ટ્ર છત્રપતિ શિવાજી મહારાજ અને કાબુલ-કંદહારના પરધર્મી સૈન્યનો પરાજય કરનાર શીખ યોદ્ધો-પંજાબનો સિંહ વીર રણજીતસિંહ: એમના વંશનો ઉદ્ભવ પણ ક્ષત્રિય જનતાને આભારી છે. ભારતના કીર્તિમન્દિરને કાંગરે કાંગરે શોભી રહેલાં એ અગણિત ક્ષત્રિયવીરોનાં સ્મરણ આપણને આજે પણ હર્ષપુલકિત કરે છે, અને આપણા માર્ગ તરફ અંગુલિ-નિર્દેશ કરી આપણને પ્રોત્સાહ આપે છે.

રાજપૂતાણી! તને ધન્ય છે. માતા, તે કેટકેટલાં નરરત્નોને જન્મ આપ્યો છે. તારે માટે સત્ય ગવાયું છે કે:

જનનિ, જણ તો ભક્ત જણ, કાં દાતા કાં શૂર:
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

જ્યારે જ્યારે કોમને કે દેશને કે રાજપૂત ધર્મને એમના પ્રાણની જરૂર પડી છે ત્યારે કેટલી ત્વરાથી, કેટલી હોંશથી, કેટલા ઉત્સાહથી તેં તારા પુત્રોનાં બલિદાનો યજ્ઞવેદિ ઉપર ચડાવ્યાં છે? જનની, તું ગઈ કાલે હતી; આજે તારાં દર્શન કેમ દુર્લભ થઈ પડયાં છે? વીર રજપૂતાણી વિના વીર રજપૂતો ક્યાંથી સંભવે? વર્તમાનમાં તારાં દર્શન વગર અમારા હૃદયો શોકપીડિત થાય છે. માતા, દર્શન આપ, ઝાંખી કરાવ, તારાં બાલકો ઉપર-અમારા ઉપર અમૃતધારા વર્ષાવ, અમારો પરિતાપ શમાવ; ક્ષત્રીઓનું ક્ષાત્રતેજ તને આભારી છે; એ ક્ષાત્રોદ્રેકના સ્ફુલિંગને એકવાર ફરીથી ચેતાવ.

## ગોહેલ કુંવરની શૌર્ય કથા

પ્રતિનિધિ બંધુઓ અને બહેનો, આપ ગોહિલવાડના આમંત્રણથી વરતેજમાં ભેગા થયા છો. માલેશ્વરી તીરે

વસેલું આ ગામ જૂનું છે; સુલતાનોના રાજમાર્ગનું એ બારું ગણાતું. લાખો રૂપીઆનો વેપાર કરનારા સાહસિક વેપારીઓ અહીં હતા. ત્રણ લાખ રૂપીઆની ખોટ જવાથી રાવળ શ્રી ધુનાજીના સમયમાં કંડોળીઆ જાતિના બ્રાહ્મણ દંપતીએ કરેલા અગ્નિપ્રવેશની અહીંના લેખ સાક્ષી પૂરે છે. વરતેજ રંગાટકામ માટે ખ્યાતિ ભોગવતું આવ્યું છે. કમનસીબે, એની પ્રથમની જાહોજલાલી મધ્યકાળે નષ્ટ થઇ છે અને એનો આગળ જેવો બ્હાર રહ્યો નથી. પરંતુ એના પુનરુદ્ધારની ઉષા પારેખ ભાઇઓ આદિના સાહસને લીધે ક્ષિતિજ ઉપર ડોકીયું કરી રહી છે. એણે એના પ્રકૃતિસૌંદર્યનો રંગ હજુ ખોયો નથી અને આપણે અહિંથી છુટા પડીએ તે પહેલાં, દેશસેવા અને કોમસેવાનો પાકો રંગ એ આપણા હૃદયપટ પર ચડાવી દે એમ હું ઇચ્છું છું. વરતેજ નામ–સ્મરણની સાથે મારા કર્ણમાં ભગવતી ગાયત્રીનો એક મંત્ર સ્વર ગુંજે છે, અને "વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ" એ મંત્ર માહેતું ભગવાન સૂર્યદેવનું પરમ ઉત્કૃષ્ટ તેજ આપણે પામીએ અને વિશુદ્ધ તથા તેજસ્વી થઇએ એવી મ્હારી પ્રાર્થના છે.

'કીર્તિ' કેરાં કોટડાં, પાડ્યા નહી પડંત' એ કથન સત્ય છે. રાજા મહારાજાઓ, અમીર ઉમરાવો અને મ્હેલાતોમાં માણનારા અનેક વૈભવી પુરુષો આજે કાળના ઉદરમાં સમાઇ રહેલા છે; આજે તેમને કોઇ સંભારતું નથી; પરંતુ જેમની જીવનયાત્રા સંસારને સુખી કે તેજસ્વી કરવામાં વ્યતીત થઇ છે તેમની કીર્તિના કોટનાં કાંગરાં હજુ સલામત છે. પ્રલયકારી કાળનો સપાટો તેની ઉપર હળવો પડે છે. જે રાજ્યની શીતળ છાયા તળે આજે આ પરિષદ્ મળે છે તેના રાજકુળની શૌર્યકથા સ્મરીને આજે આપણે દિવ્ય અમીરસ પાન કરીએ.

કાઠિયાવાડમાં ગોહેલકુળને સેજકજી લાવ્યા. પાંચાળમાં તેમનું રથચક્ર અટકી જતાં ત્યાંજ મુકામ કર્યો. પછી જુનાગઢના રા' કવાટના દરબારમાં સેજકજી આદર પામી વિસામ્યા. દરમ્યાન, શિકારે વિચરતા રણવગડે નીકળી પડેલ કુમાર ખેંગારજી એક સસલાનો પીછો પકડતા ગોહેલોની છાવણી ભણી આવ્યા. સસલું દોડીને સેજકજીના

ભાઈ હનુજીના ખોળામાં બેસી ગયું. ગોહેલોએ શરણાગતને આશ્રય આપ્યો, ખેંગાર કુમારને તેનો શિકાર ન સોંપ્યો, નવાં અજાણ્યા પ્રદેશમાં પણ ક્ષાત્રધર્મનું પાલન કરવા જાન આપવા તૈયાર થયા, ને ધીંગાણું મચ્યું. રા'ના માણસો કપાઈ મુઆ, કુમાર ઘાયલ થયા, અને જુનાગઢ રાવ પહોંચી. કુમારનું મૃત્યુ થયાની બુમ સાંભળી શોકાવિષ્ટ સેજકજી રા' સમીપ ગયા અને રા'એ આપેલ બાર ગામનો પટો એમને ચરણે ધરી દીધો. પલકારામાં વીરને પારખનાર રા'એ સેજકજીને આશ્વાસન આપ્યું, સત્ય વાત પ્રસિદ્ધ થઈ, કુમારશ્રી પાછા આવી મળ્યા, અને ગોહેલોની ટેક રહેવા સાથે એમની કીર્તિ વધી.

રાજા તરીકે પ્રજા પ્રત્યેનો ધર્મ પાળનાર પાળીયાદના દેપાળદે જેવો અન્ય કોણ હશે? વાવણીનો સમય હતો. ચારણના ખેતર આગળથી દેપાળદે ગોહેલ નીકળ્યા. ચારણનો બળદ મરી ગયો હતો. પૈસા હતા નહીં. ખેતર સુકાઈ જવાની બ્હીકે બળદને સ્થાને પોતાની સ્ત્રીને જોડીને તે સાંતી હાંકતો હતો. પ્રજાવત્સલ રાજાથી આ દૃશ્ય જોયું જાય? એણે ચારણને વાર્યો. જવાબ મળ્યો: "એવો દયાળુ હો તો તું જ સાંતીએ જુતને?" દયામૂર્તિ દેપાળદેએ ધોંસરૂં ખાંધે ચડાવ્યું. બે ઉથલ વળ્યા ત્યાં રાજાના માણસો ગામમાંથી બળદ લઇ આવ્યા. બળદ ચારણને ભેટ કરી રાજા ચાલતા થયા. જુવાર પાકી, પણ દેપાળદેએ વવરાવેલ બાર ચાસ નીંઘલ્યા નહીં. પોપટા ફોડી જુએ છે ત્યાં તો આશ્ચર્ય! કણસલાંમાં જુવારના દાણાને બદલે સાચાં મોતી પાક્યાં છે! ચારણને પસ્તાવો થયો અને પ્રજાપ્રેમી રાજાના આ કૃત્યને અમર કરતો દુહો લલકાર્યો:

"જાણ્યું હોત જડધાર, જવળંગ મોતી નીપજે,<br>તો વવરાવત બહુવાર, દી બાધો દેપાળદે!"

દુષ્કાળ સખ્ત પડ્યો છે. મારવાડમાં શાહજી ગોહેલ આતિથ્ય કરવામાં માલમિલકત ફના કરી બેઠા છે. ભૂખ્યાને અન્ન આપતાં હવે તેમની પાસે કાંઇ રહ્યું નથી. એક દિવસનો દાણો લાવવા પોતાની પાસે દુકાને પણ મળે નહીં. દુકાળમાં અધિક માસની પેઠે એક દિવસ સામટાં ત્રીશપાંત્રીશ મહેમાનો આવ્યા. ચોમાસું સારૂં થયેલું, પણ નવો પાક તૈયાર થયેલો નહીં. લાજ જવા બેઠી

જાણી શાહજી ગોહેલ મુંઝાવા લાગ્યા. આત્મહત્યાનો વિચાર કરી તેઓ દરબારમાં ગયા. કોઠીમાં તેમણે એક સર્પ જતો જોયો. મરવા માટે શાહજી કોઠીમાં હાથ નાંખે છે ત્યાં ઈશ્વરે લાજ રાખી. સર્પ સોનાનું સાંકળું બની ગયો. ચારણોએ ગાયું કે:

"શાહજી અતિ ઉદાર, દેતો દાન દુકાળમાં,
સાપ સુવર્ણનો હાર, જેનો કર અડતાં બન્યો."

સાચની કસોટીમાંથી ઘણા ગોહેલવીરો પસાર થયા છે. સતને દૃઢતાથી વળગી રહેનારની પ્રભુએ વ્હાર પણ કરી છે. મુઆ પછી ચારણને ઘોડો દેવાનું વચન પાળનાર લા ગોહેલ, અને શિષ પડ્યા પછી અઢાર ગાઉ સુધી જેનું ધડ દિલ્હીની ફોજને પાછું હઠાવતું ગયું તે મોખડાજી ગોહેલનાં દૃષ્ટાંત મુલ્કમશહુર છે.

સોનકજી ગોહેલ ભક્ત હતા. સાધુઓ માગે તે તેઓ વિના સંકોચે આપે. તે એકવાર ઘઉં વાવવા ગાડું ભરી ખેતરે જતા હતા. પાદરે સાધુની જમાત મળી. સોનકજી પાસે ખોરાકની ભિક્ષા માગી. સોનકજીએ ઘઉં આપી દીધા. ખેતરમાં રેતી વાવી. તેનાં તૂંબડાંના વેલા ઉગ્યા. વેલા ઉપર તૂંબડાં બાઝયાં. તૂંબડાંમાં જુએ તો નકરા ઘઉં. કહેવાય છે કે:

"ખેતર વાવી રેત, ઉગ્યાં તૂંબાં સામટાં,
તેમાં ઘઉંની રેલ, સોનક ભક્ત તણે ખળે."

સંકટ ટાળે તે ક્ષત્રિય. ક્ષત્રિય હોય ને ભીડ ભાંગ્યા વિના રહે? ગેમલજી ગોહેલ એક ચારણ સાથે સીમમાં ફરવા નીકળ્યા. રસ્તે કુવો આવતાં બન્ને જોવા આવ્યા. કચરીઓ કુવો એટલે એક ભેખ ભાંગી પડી, અને સાથે જ બન્ને કુવામાં પડ્યા. પોલાણ જડ્યાથી અંદર બેઉ સલામત રહ્યા. એક દિવસ વીત્યો. ચારણને ભૂખ લાગી. ગેમલજી પાસે એણે ખાવાનું માંગ્યું. કુવામાં ખોરાક ક્યાંથી હોય? ગેમલજી ગોહેલે પોતાની આંગળી ચારણના મ્હોંમાં આપી. આંગળીમાંથી દૂધ નીકળ્યું અને ચારણની ક્ષુધા તૃપ્ત થઈ. ગામલોકોને કુવામાં ગેમલજી પડ્યાની ભાળ લાગી. ગાળ કાઢી તેમણે બન્નેને કુવામાંથી બ્હાર કાઢ્યા. એટલે ચારણ બોલ્યો,

"ખળહળ ઉઠ્યું ખીર, ગેમલ આંગળીએ ગોહિલ,
શોષ્યું આપ શરીર, પંડ પરાયા પોખવા."

સ્વર્ગસ્થ રાજકવિ કલાપીએ પોતાના વડવા હમીરજી ગોહિલના અનુપમ શૌર્યને અમર કર્યું છે. સોમનાથ પર મુસલમાન ફોજ ચડી આવતી હતી. ગામે ગામના શૂરવીરોને કહેણુ આવ્યાં. હમીરજી અવેડે ઘોડાને પાણી પાતા હતા. પનિહારી સોમનાથની ચડાઈની વાત કરતી હતી. હમીરજીએ તે સાંભળી. પોતે ઘેર આવ્યા. ભાભીને કહ્યું, "ક્ષત્રિય બીજ રહ્યું નથી; હોય તો બાદશાહની સેના સોમનાથજી ઉપર આવે ખરી ?" ભાભીએ વિનોદમાં કહ્યું, "બીજે તો ક્ષત્રિય બીજ નથી રહ્યું; પણ તમે તો છો ને ?" હમીરજીએ પ્રતિજ્ઞા કરી કે "આ માથું સોમૈયાને અર્પણ કરૂં છું." હમીરજી ચાલી નીકળ્યા. સોમનાથ આવ્યા. યુદ્ધ કરતાં માથું પડ્યું, તોય ધડ લડ્યું:

"એકે અહર હણે, શર લઈ દુજે સાંચવ્યો,
એમાં વખાણીએ વડે, કીયો હાથ હમીરકો;
પાટણ આયાં પૂર, ખગહળતાં ખાંડાં તણાં,
શેલે માંહીં શૂર, ભેંસાસણ સો ભીમાઉત."

ક્ષાત્રધર્મનો સાચો પૂરાવો આપનાર, આત્મબલિદાનનાં એટલાં બધાં દૃષ્ટાંતો આપણા ઇતિહાસમાંથી નીકળી શકે તેમ છે કે આજે તો એનો આટલો ઉલ્લેખ બસ થશે. "રસધારની" યોજના કરી આપણી શૌર્યકથાનું ચિરકાળને માટે સંરક્ષણ કરવા માટે "સૌરાષ્ટ્ર" ના તંત્રવાહકોના આપણે ઋણી છીએ. આપણા ગૌરવનો એ યશવંતો ઇતિહાસ સચવાય તે માટે જો આપણે સૌ પ્રયાસ કરશું તો અવશ્ય તેને કાળના મ્હોંમાંથી બચાવી શકશું.

## અત્યારની અવનતિ

જાહોજલાલીના શિખર ઉપર પ્હોંચેલા અને વિશુદ્ધ મનુષ્યત્વના નમુના પૂરા પાડનાર આપણે આજે ક્યાં છીએ તેનો વિચાર કોઈપણ સહૃદય રાજપૂત હૃદયને કંપાવ્યા વિના રહેશે નહીં. રાજ્યના અને ગામના ધણી એવા છતાં હાલ આપણી જમીનો આપણા હાથમાં કેટલી બચત રહી છે? મ્હોટા મ્હોટા ગિરાસો આજે કેટલા ખંડ ખંડ થઈ ગયા છે? જમીનના માલેકો આપણે કેટલા નિર્જીવ અને રાંક બની ગયા છીએ? હાથ જોડી નાણાં ઉછીનાં માગ્યાં કરવાં પડે એવી વિષમ સ્થિતિમાંથી આપણે ક્યારે ઉગરી શકીએ તેમ છીએ ?

આપણું પુરાણપ્રસિદ્ધ શૌર્ય આજે કેમ ગળી ગયું છે? એક ઘાએ બે કટકા કરનારા આપણે આજે કેવી દુર્બળતા ધારણ કરી રહ્યા છીએ! ગૌબ્રાહ્મણપ્રતિપાળ એવા દેશ હિત અને પ્રજા-હિતના સંરક્ષણહારો આપણે જુલ્મ, અન્યાય, અનીતિ અને દુરાચારની સામે બાથ ભીડવાની તાકાત ધરાવીએ છીએ? આપણી નજર સામે થઈ રહેલા અત્યાચારો ખાળવાની આપણે હિમ્મત ધરાવીએ છીએ? આપણાં અંતઃકરણની સાચી માન્યતાઓ માટે પ્રાણ જતાં સુધી ઝુઝવાની આપણને તાલાવેલી લાગે છે? આપણે રાંક, નિર્બળ નિઃસત્ત્વ, ખુશામદખોર, આળસુ, પ્રમાદી, ડરપોક અને વ્યસની કેમ થઈ ગયા છીએ?

આર્ય સંસ્કૃતિની આપણને કેટલી બધી વિસ્મૃતિ થઈ ગઈ છે? સંસ્કારોમાં આપણે કેટલા બધા ઉતરતા થતા જઇએ છીએ? રીતિરીવાજોના અને રૂઢિઓના સખ્ત બંધનોમાં આપણે કેટલા કચડાઈ રહ્યા છીએ? મિથ્યાભિમાન અને માની લીધેલા કુલાચારો-ના અસહ્ય બોજા નીચે આપણે કેટલા ડુબતા જઇએ છીએ? આપણી પરિસ્થિતિનું મનન કરી, નબળાઇનું અવલોકન કરી, આ સ્થિતિમાંથી ઉગરવાના—આપણા ઉદ્ધારના—માર્ગો શોધવા આપણે ખંતથી લાગી જવું જોઇએ.

## અવનતિનો ઈલાજ

ધર્મતત્ત્વનું અવલંબન જે મનુષ્ય માત્રના જીવનને સંસાર-સાગરમાં વિપથ ચડી જતાં અટકાવે છે. અને કસોટીઓમાંથી અણિશુદ્ધ પાર ઉતારવામાં સહાય કરે છે—એ તત્ત્વ આપણે ચુકી ગયા છીએ. આ સૃષ્ટિના આદિ કારણ શ્રી પરબ્રહ્મને આપણા સર્વ-સામાન્ય જીવનવ્યવહારોમાં સર્વોપરિ સ્થાપી, એ ધ્રુવતારક પ્રત્યે નિશ્ચલ દૃષ્ટિ રાખી, જો આપણા વ્યવહારો આપણે ચલાવીએ તો માર્ગ ભૂલવાનો ભય આપણને ભાગ્યેજ રહેશે; પરંતુ એ દિવ્ય શક્તિનો અનાદર જો ચાલૂ રાખ્યો, અને એમના પ્રત્યેના આપણા ભક્તિ-ભાવમાં, એમણે સ્થાપેલા સનાતન સર્વમાન્ય નીતિના બળવાન સિદ્ધાંતોમાં, જો આપણે શિથિલ કે અશ્રદ્ધાળુ થયા તો તો આપણું આવી બન્યું જ સમજવું.

કોઈપણ કોમને માટે, જો તેણે પોતાની ચડતી કરવી હોય તો, ચારિત્ર્ય એટલે નીતિમત્તાની વિશુદ્ધિ તો સંપૂર્ણરીતે આવશ્યક છે. આપણા ઉદાર આર્ય ધર્મની ભાવનાઓ, આપણા પ્રબળ ધર્મસ્થાપકો અને સંતમહંતોના ઉપદેશો અને આપણા સૂક્ષ્મ મિમાંસક ફિલસુફો અને જ્ઞાનીઓનું તત્ત્વજ્ઞાન, એ સઘળો આપણો અમુલ્ય વારસો છે; અને એનો પરિચય આપણે તથા આપણા બાલકો જો કરી લઇએ તો આપણી જીવન-નૌકા સન્માર્ગે રહી આપણને પાર ઉતારશે. આર્ય-પ્રજાના વીરકાવ્યો મહાભારત અને રામાયણનો પરિચય પૂર્વની માફક હાલ પણ જો માના ધાવણની સાથે બાલકોને કરાવતા રહેશું, જો આપણા બાલકોના હાલરડાં મદાલસા જેવી માતાઓ ગાતી હશે. જો શ્રીમદ્‌ભગવદ્‌ ગીતા અને ભાગવતના સંસ્કારો કુમળા મગજ ઉપર પડે તેવી વ્યવસ્થા કરશું, તો આપણે નષ્ટ થતી સંસ્કૃતિને પાછી આપણી બનાવી શકશું. મર્દાનગીભરી રમતો અને રણક્રીડાના વિધવિધ ખેલથી અજાણ એવો એક પણ ક્ષત્રિય બાળક રહેવા પામે, તો તે ક્ષત્રિય થઇ શકશે નહીં; એના પોતાના બાળકને વર્ણોચિત સંસ્કારથી વંચિત રાખનાર વડીલો પણ ક્ષત્રિય કહેવાને લાયક ગણાશે નહીં. સ્વયંસેવક દળો સ્થાપીને આપણા યુવાનોમાં આત્મસંરક્ષણ અને જરૂર પડયે નિર્બળ અને અસહાયનું રક્ષણ કરવાનું સામર્થ્ય આપવું જોઇએ. આપણા જ્ઞાતિભક્તો જો આ હિલચાલ ઉપાડી લેશે, તો થોડા સમયમાં આપણું શૌર્ય, નિર્ભયતા અને તાકાત આપણે ફરી પ્રાપ્ત કરી લેશું.

## રૂઢીઓની ગુલામી કયાં સુધી?

સ્વતંત્ર થવાને તથા સ્વતંત્ર કરવાને પેદા થએલો રાજપૂત, બંધનો છેદવામાં આનંદ માનનારો ક્ષત્રિય, રૂઢિનાં કે વ્યસનનાં બંધનમાં પડી જીવનભર તેની ગુલામી સેવે એ અત્યંત ખેદની વાત છે. આગળના સ્થળ કાળને લક્ષમાં રાખીને ઘડવામાં આવેલા સામાજિક નિયમો રૂઢિ બની ગયા છે, માટે તેને વળગી જ રહેવું જોઇએ એવો કાંઇ નિયમ નથી. સ્થિતિનો પલટો થતાં નવી પરિસ્થિતિ જેવી ઉભી થઇ હોય તેને અનુકૂળ ફેરફારો જો આપણા રીતરિવાજ અને રહેણી કરણીમાં આપણે કરીએ નહીં, તો આપણે દેશના અન્ય વર્ગોથી

૧૧૫૮૪૩ .



પશ્ચાત પડ્યા વિના રહીએ નહીં. ત્રણે કાળમાં ન ફેરવાય એવાં સત્ય તો થોડાં જ હોય છે. બાકીનાં નિયમો સમયાનુસાર ફરે છે અને ફરવા જોઇએ.

## સાદાઇની ખાનદાની

શક્તિ પ્રમાણે આપણો વ્યવહાર આપણે ચલાવવો જોઇએ. અત્યારે આપણું ગજું હોય કે ન હોય, તો પણ દેખાદેખાએ આંખો મીચીને કેટલીક બાબતોમાં ખર્ચ કર્યે જઇએ છીએ.; અને પરિણામે શાહુકારોના પંજામાં એવા ફસાઇએ છીએ કે પછી નીકળવાનું અશક્ય બને છે. આ પ્રથા આપણે બદલાવવી જ જોઇએ; પરંતુ જ્યાં સુધી સારી સ્થિતિવાળા આપણા બંધુઓ ખર્ચને સખ્ત નિયમમાં ન રાખતાં શીખે, ત્યાં સુધી કશું ફળ આવવા સંભવ નથી. જ્ઞાતિના થોડા પણ માણસો મનમાન્યો ખર્ચ કરવાનું જારી રાખે, તો તેમની પછવાડે, ઇચ્છા હોય કે ન હોય, શક્તિ હોય કે ન હોય, તો પણ બીજાઓએ તણાવું જ પડે છે. આપણાં સ્વમાનને આપણે જાળવી રાખવું હોય તો, આપણે આર્ય પ્રજાને સુલભ એવું સાદાઇનું તત્ત્વ ગ્રહણ કરી આવી બાબતમાં યોગ્ય પ્રબંધ રચવો જોઇએ. મહાન તપસ્વી ઋષિમુનિઓ અને પ્રજાવત્સલ રાજર્ષિઓ ગમે તેટલા વૈભવશાળી વાતાવરણ વચ્ચે પોતાના કર્તવ્યના ઉચ્ચ વિચારોમાં નિમગ્ન રહી, આસપાસની માયાથી બને તેટલા અલિપ્ત રહી, લોકસેવાના કાર્યમાં ગુંથાયલા રહ્યા છે. આપણો આર્યપ્રજાનો સાદાઇનો આ મહાન આદર્શ આપણે ચુકયા અને ખાલી ભભકામાં અંજાઇ જવા લાગ્યા, ત્યારથી આપણો અધઃપાત શરૂ થયો છે. અંગ મહેનતનું, ઉદ્યોગનું, કાર્ય તત્પરતાનું જે અદ્દભુત ગૌરવ છે તે આપણે વીસરતા ગયા ત્યારથી આપણી પનોતીના પાયા મંડાયા–નોકર ચાકર વિના ચાલે નહીં, સામાન્ય પોતાની જાત પૂરતું ઘરકામ પણ કરી શકાય નહીં, ઉદ્યોગ કરવામાં હિણું લેખાય, સ્વતંત્ર નિર્વાહને માર્ગે ચાલતાં અભિમાન ઘવાય, પરસેવાનો પૈસો મેળવતાં આબરૂ જાય એવી અરાજક સ્થિતિ હાલમાં આપણામાં પ્રવર્તે છે.

## સ્વદેશીનો મંત્ર

સૌરાષ્ટ્રના ઉગ્ર તપસ્વી મહાત્મા ગાંધીજી સાબરમતીને તીરેથી. જો કાંઇ પુકારતા હોય તો તે સાદાઇ અને સ્વદેશીની બાંગ પુકારે

છે. સાદાઇથી આર્થિક લાભ થાય, સાદાઇથી વિલાસને ભયભર્યે માર્ગે જતાં અટકીએ, સાદાઇથી સંયમ વધે, સાદાઇ ધર્મપરાયણ બનાવે અને સાદાઇ જ આશક્તિ ઓછી કરાવી જીવનમાં હિમ્મત, નિર્ભયતા અને શૌર્ય પૂરે.

સ્વદેશીનું પણ તેમજ છે. "ઝુંપડી તો પણ માડીની" આપણે જીવનમાં સંયમની મર્યાદા તો કાંઇક આંકવી જોઇએ. ખર્ચાળ અને વૈભવી જીવન ઓછું કરવું જોઇએ. તેમ કરવા માટે સ્વદેશીવૃત્ત જેવું એકે સુંદર સાધન નહીં મળે ગરીબોને રોટલો મળે, કારીગરોને ધંધો મળે, વિધવાઓને જીવનસાથી રેંટીઓ મળે, કુટુમ્બનું ધન કુટુમ્બમાં રહે, દેશનું નાણું દેશમાં રહે, દુષ્કાળ સમયે ટક્કર ઝીલવાનું સામર્થ્ય આપનાર ધંધો સજીવન થાય, અને આપણી વસ્તીને રિલિફના કામ–દુકાળીઆં કામ—માં મોકલવાનો ખર્ચનો બોજો આપણે શીરે પડે છે તેમાંથી આપણે ઉગરી જઇએ, દેશની કળા ફરી ખીલે, અને ભાંગેલાં ગામડાંને પાછી અસલી જાહોજલાલી બક્ષી શકીએ એવાં સબળ કારણોથી પણ આપણે શુદ્ધ સ્વદેશીવૃત્તના ઉપાસક બનવું જોઇએ.

## રાજપુત રાજ્યો અને આપણે

રાજપૂતો રાજ્યના બરડાની કરોડ છે, રાજ્યનું બાહુબળ છે, રાજ્ય પ્રતિષ્ઠાનો સંરક્ષક કિલ્લો છે, રાજ્ય લક્ષ્મીને પ્રાણાર્પણે બચાવનાર બંધુઓ છે. રાજાઓની જમીનને પોતાના લોહીવડે રાજપૂતોએ જલસિંચન કર્યું છે અને પોતાનાં માથાંનાં ખાતર ભર્યાં છે. દેશ સર કરી દેનાર અને દુશ્મનો સામે દેહની આડ આપનાર બહાદુર રાજપૂતો દુભાય એ કોઇપણ રાજ્ય માટે નીચા જોયું છે. પોતાના જ ભાઇઓને અને તે પણ બહાદુર વફાદાર રાજભક્ત ભાઇઓને એમના શિરછત્ર તરીકે આદરમાન અને પૂજ્યભાવ પામેલા બન્ધુ રાજવીઓ તરફથી કષ્ટ પડે, કે તેમની અવગણના થાય તો પછી ઉભું રહેવાનું એકે સ્થાન જ રહેતું નથી. લોહીનો સંબંધ વીસરી જવાય, ભક્તિપૂર્વક સમર્પાએલાં બલિદાનો ભૂલી જવાય, ન્હાના ભાઇઓ તરફના પ્રેમ અને કર્તવ્ય–બુદ્ધિમાં ઉણપ આવે, અને એ ભાઇઓના વડવાઓને પોતાના જ વડવા તરફથી મળેલી જમીન ઉપર વક્ર દૃષ્ટિ થાય કે તેમની ઉપર કંઈ સખ્તાઇ ગુજરે તેમાં

રાજાઓનું ભૂષણ શું? સાથે સાથે હું મ્હારા રાજપૂત બંધુઓને પણ કહી લઉં કે તેમના સ્વામિધર્મમાં–તેમની વફાદારીમાં–શંકા માત્રને પણ સ્થાન ન હોવું જોઇએ. રોમના શહેનશાહ જૂલીઅસ સીઝરની રાણીની વફાદારી કરતાં, એ આપણને વારસામાં મળેલી વફાદારીની કિમ્મત વધારે અંકાવી જોઇએ. આપણે આપણા પિતાના બીજથી પાકયાનો દાવો કરતા હઇએ, તો ગોત્રમર્દનનો વિચાર માત્ર પણ આપણને ન સંભવે; આપણાં અને આપણા શિરછત્ર વડીલોની વચ્ચેના મનદુઃખમાં આપણે ત્રાહિત સત્તાને વચ્ચે પડવાનું આમંત્રણ ન આપી શકીએ. આપણે આપણા મુરબ્બી પાસેથી જ જે જોઇએ તે પુત્ર ભાવે માંગી લઇએ. પિતા ભલે વઢે, પણ અંતે તેના પુત્રને મનવાંછિત ચીજ આપ્યે જ છૂટકો થાય. આપણે ભલે રીસાઇએ, મનાઇએ; પણ આપણાં ઘરનાં દૂષણ ઘર બ્હાર દેખાડવા ન જવાય. આપણે જો પુત્રભાવ રાખતાં શીખશું, તો યુવાન પુત્ર સાથે આપણાં વડીલો મિત્રભાવ પણ રાખતાં શીખશે જ. રાજા પ્રજા માત્રના પિતા છે એ વાત ખરી, પણ એ તો મને માની લીધેલો સંબંધ; પણ આપણો તો **લોહીનો સંબંધ** છે: એ રાજા અને રાજપૂતો બન્નેએ હૃદયમાં કોતરી રાખવા જેવી વાત છે.

શૌર્ય, નિડરતા, રાજ્યભક્તિ અને રાજતેજનો વારસો ધરાવનાર આપણો વર્ગ પોતાની શુદ્ધિ જાળવી રાખે અને સંસારને અનુપમ મનુષ્યત્વની ભેટ ધરે એ જોવાના કોડ સઘળા રાજવીઓને હોવા ઘટે છે. આ વર્ગ જેટલો સબળ અને નિર્ભય, જેટલો પ્રતાપી અને પ્રગતિશીલ એટલું રાજ્યનું સૌભાગ્ય વધવાનું. રાજા અને પ્રજા ઉભયને માટે વિશુદ્ધ બળવાન અને કુલીન એવા રાજપૂતોનું અસ્તિત્વ ઉપકારક છે. રાજ્ય અને પ્રજા વચ્ચે દેખાતા વિરોધને પ્રસંગે અમીર વર્ગ બંનેના દિલદરિયાવ સાંધનાર સેતુ છે.

બ્રહ્મજ્ઞાનનું દાન કરનાર જેમ બ્રાહ્મણો હોય છે, તેમ યુદ્ધકળાનું જ્ઞાન સંઘરનાર અને પ્રજાને આત્મબલિદાનના પાઠ શીખવનાર વર્ગ રાજપૂતોનો છે. વર્ષોથી જેમના રક્તમાં દિલાવરી અને જાનફેસાની ઘર કરી વસ્યાં છે એવો લોક સરક્ષક આ વર્ગ પ્રજાશરીરમાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. ક્ષાત્રતેજ તેનું અસલનું નૂર ચમકાવે, અને પ્રજાના સામર્થ્યમાં વૃદ્ધિ કરે એવા મનોરથ

દરેક પ્રજાને હોવા જોઈએ. આ વર્ગની સાથેનો પરિચય જો પ્રજા વધારે, તેમનામાં વિશ્વાસ રાખતાં શીખે, અને તેમનામાં વધારે કોમળતા અને ભાવાર્દ્રતા પૂરે, તો "આમ" અને "અમીર" વચ્ચે સુન્દર સહકાર જામે, અને એ સહકારનાં મીઠાં ફળ રાજ્ય અને પ્રજા ચાખે.

રાજા અને પ્રજા વચ્ચે કલેશનાં બીજ ન વવાય; રાજા પોતાનો પ્રજાધર્મ અને પ્રજા પોતાનો રાજધર્મ યથાર્થ રીતે પાળે; રાજ્યના આ બે અંગો વચ્ચે ભેદભાવ ઉત્પન્ન થતાં તે ટાળવા કટિબદ્ધ થાય—આવા સંધિસાધક ઉપયોગી કર્તવ્યો રાજપૂત વર્ગ પોતાનો ધર્મ સમજે તો બજાવી શકે. રાજપૂતોએ પ્રજાથી અળગા થઇ જવું પરવડે તેવું નથી. જળ—કમળ ન્યાય દેખાય છે તેટલો સહેલો નથી. પ્રજાતંત્રનો આ જમાનો છે. જગતમાં સઘળે સ્થળે રાજા—પ્રજાનું ઐક્ય સધાઈ રહ્યું છે, અથવા જ્યાં સધાતું નથી ત્યાં પ્રજામતનો વિજય થઈ રહ્યો છે. આવે પ્રસંગે રાજપૂત ભાઇઓનો સ્વાર્થ પણ પ્રજા વર્ગથી અળગા જ રહેવામાં નથી. પ્રજાવર્ગની હિતદષ્ટિને સમજીને એમના હિતા-હિત સાથે બની શકે તેટલો પોતાના હિતાહિતનો સમન્વય કરવામાં—સંબંધ જોડવામાં—ડહાપણ છે. તેમાં સામયિક ધર્મની પીછાણ છે. અને તેમાં સમગ્ર દેશ પ્રત્યેના તથા ઘડાતા ઇતિહાસ તરફના ધર્મનું પાલન સમાયેલું છે. વાસ્તવિક દષ્ટિએ વિચારીએ તો રાજસ્વાર્થનું ભિન્ન ભિન્ન અસ્તિત્વજ નથી. એટલે અમીર વર્ગ અને આમવર્ગ જેટલા એક બીજાની નિકટ આવી શકશે, તેટલો લાભ એક—બીજાના હિતસંબંધને અને સાથે સાથે રાજ્યને પણ અવશ્ય થવાનો.

## સ્વરાજ યુદ્ધમાં આપણું સ્થાન ક્યાં ?

યુરોપીય મહાવિગ્રહની શાંતિ થયા છતાં આજે જગતમાં શાન્તિનુ સામ્રાજ્ય સ્થપાયું નથી. એ વિગ્રહે મુક્ત કરેલાં સ્વાતન્ત્ર્યનાં અને આત્મનિર્ણયનાં પ્રબળ મોજાંઓ ચોપાસ ઘુઘવી રહ્યાં છે. આખા જગતના વાતાવરણને વ્યાપી વળેલા એ વાયુની લહરીઓથી

આપણો ભારત પણ વણસ્પર્શ્યો રહ્યો નથી. યુગોની સમાધિ પણ આજે છૂટવા માંડી છે, ત્યાં ચાર પાંચ સૈકાની નિદ્રા ઉડે એમાં કાંઇ શંકા નથી. ભારતનો આત્મ વિસ્મૃતિનો કાળ પૂરો થયો છે, અને રાષ્ટ્રીય અસ્મિતાનાં પુનર્દર્શન થવા લાગ્યાં છે. દેશભક્તોનાં દિલમાં સ્વરાજ્યની ઝંખના જાગી છે, અને તે માટે મ્હોટાં બલિદાનો અને આત્મભોગ રાષ્ટ્રવેદી ઉપર અપાઇ રહ્યાં છે. સ્વાર્પણ અને સહનનું એક પ્રચણ્ડ મોજું સમસ્ત દેશમાં ફરી વળ્યું છે. મુક્તિના મહાપ્રયાસોનો આદર થઇ ચુકયો છે. અસ્વાભિકતાની જાળ ઉખેડી, પરાશ્રયને ખંખેરી, સ્વત્વ પ્રાપ્ત કરવાની તાલાવેલી લાગી છે. આ આન્દોલનમાં આપણું સ્થાન ક્યાં એ પ્રશ્ન સ્હેજે ઉપસ્થિત થાય છે.

વર્તમાન આન્દોલન દેશોન્નતિના એક અંગને સુધારવા મથે છે, અને બીજો સડો ચાલુ રાખવા માગે છે એમ નથી. હાલ તો દેશ–હિતનાં સમગ્ર અંગોનું બારીક નિરીક્ષણ અને રોગ–નિવારણ થાય છે. પ્રેમ–શૌર્યના પાઠ દેશ નેતાઓ આપી રહ્યા છે અને રાષ્ટ્ર નિર્માણનું મહાકાર્ય આરંભાયું છે. દેશના એક મહત્ત્વના અંગ તરીકેનું આપણું સ્થાન આપણે સાચવી રાખવું હોય તો આપણે એથી દૂર રહી શકીએ તેમ નથી. જગદ્વ્યાપી મોજાંથી આપણે અલિપ્ત નથી; આપણા સ્વાર્થો અને હિતસંબંધ અન્ય સર્વ વર્ગો સાથે એટલાં સંકળાએલાં છે, કે આપણે અળગા રહેવા ચાહીયે તો પણ રહી શકીએ તેમ નથી. આપણે જમીનધારી વર્ગ છીએ એટલે ખાસ કરીને આપણે તો વધારે ચિંતા કરવી ઘટે છે. આપણું અસ્તિત્વ ખોયા વગર આપણાથી હાથ બાંધી બેસી રહેવાય તેમ નથી. રાષ્ટ્રનિર્માણનાં જે રચનાત્મક કાર્યો છે, જે સ્થાયી અંશો છે, પ્રજાના પોતા પ્રત્યેના કર્તવ્યનો જે વિભાગ છે, ચારિત્ર્યબળના વિકાસ અને આત્મશુદ્ધિના જે માર્ગો છે, અને પ્રગતિમાર્ગનાં જે સાધનો છે, તેનો અંગીકાર આપણે કરવો જોઇએ; તેનો સત્કાર કરી આપણા વર્ગ પૂરતા રાષ્ટ્રવિધાનના કાર્યને મદદગાર થવું જોઇએ.

આપણા દેશને સરંક્ષણની જરૂરત છે અને રહેશે. અત્યારે એ સરંક્ષણ દરીઆપારથી આવેલા વિદેશી સૈન્યને હાથ છે

અથવા તો માત્ર ઉદર–નિર્વાહને અર્થે તે સેનામાં જોડાતા હિન્દી શ્રમજીવીઓને હાથ છે.

ભારતની સ્વરાજ્ય માટેની યોગ્યતા અંકાવવામાં તેની આત્મસંરક્ષણ કરવાની અશક્તિને અગ્રગણ્ય અંતરાયરૂપ લેખવામાં આવે છે. દેશમાં ક્ષત્રિયો હોવા છતાં દેશને રક્ષણ માટે લાચારી ભોગવવી પડે એ ક્ષત્રિય નામને લાંછન છે. આપણી પવિત્રમાંથી પવિત્ર ફરજ છે કે આપણી જ્ઞાતિએ દેશનાં સંરક્ષણને ફરીથી અપનાવી લેવું જોઇએ અને તે માટે લશ્કરમાં મ્હોટી સંખ્યામાં જોડાવું જોઇએ. અને તે પણ ઉદર–નિર્વાહ અર્થે નહીં, પરંતુ પોતાનો ધર્મ સમજીને. "સંરક્ષણ માટેની યોગ્યતા પ્રાપ્ત કરવામાં આજકાલના પ્રગતિશીલ જમાનામાં માત્ર શરીરબળનીજ નહીં, પણ લશ્કરી વૈજ્ઞાનિક તાલીમની આવશ્યકતા છે. તેવી તાલીમ મેળવવાની તક આપણાં દેશી સંસ્થાનોના સામ્રાજ્ય-સેવા માટે નિયુક્ત થયેલાં સૈન્યોમાં જોડાવાથી આપણને સહજે પ્રાપ્ત થાય છે. એ રીતે આપણે સામ્રાજ્યની અને દેશની બંનેની આપણા સ્વધર્મને ઉચિત કિમ્મતી સેવા બજાવી શકીએ; અને આપણું પુરાણું ગૌરવ આપણામાં ફરી આવી વસે. અંગબળનો વિકાસ તો આપણા બાળકોની વિદ્યાર્થી અવસ્થાથીજ તેમને વ્યાયામ માટેની યોગ્ય વ્યવસ્થા કર્યાથી સહેલાઇથી થઇ શકે તેમ છે, પરંતુ વ્યસની અને વિલાસશીલ માબાપોના સંતાનોને તે પણ કષ્ટસાધ્ય છે.

દેશના ચાલુ અધઃપતનનાં અનેક કારણો છે, એ પતન અટકાવવું એ અનિવાર્ય છે. અને તેમ કરવા માટે સામાજીક શુદ્ધિ અને આર્થિક ઉન્નતિના માર્ગો અખત્યાર કર્યા વિના આરો નથી. વેળાસર ચેતવણી લઇએ નહીં તો પતનનો માર્ગ તો અધોગામી છે; અને આપણે પડતાં પડતાં ક્યાં જઇ અટકશું એ કહેવાય નહીં; માટે હાલજ આપણા ઉદ્ધારના માર્ગો, જે દેશના રચનાત્મક કાર્યક્રમમાં રજુ થયા છે, તેનો પ્રફુલ્લચિત્તે અને પાલનના દૃઢ સંકલ્પથી આપણે સ્વીકાર કરવો જોઇએ.

બીજા કોઈ કારણથી નહીં તો આર્થિક દૃષ્ટિબિન્દુથી પણ આપણે ખાદી પ્રચાર, પંચાયતો, વ્યસન નિષેધ અને સાદા નિરાડમ્બરી જીવન-

વિધિને આવકાર આપવો જોઇએ. આપણી કોમની વધી રહેલી ગરીબાઇને એ ભારે રાહત આપશે. અંદર અંદરના કલહ શમાવી, લાખો રૂપીઆ અદાલતોની લડતોમાં હોમાતા બચાવી, પક્ષકારોનો પ્રેમ સંબંધ જાળવી રાખી, કોમની અને તેના આગેવાનોની પ્રતિષ્ઠામાં વૃદ્ધિ કરી અને આપણને સ્વાશ્રયી બનાવી પંચાયતો આપણી કોમ ઉપર આશિર્વાદ વર્ષાવશે એમાં કાંઈ સંદેહ નથી.

દારૂ, અફીણ, ઇત્યાદિ માદક પદાર્થોએ આપણી કોમની પાયમાલી કરી નાખી છે, અને આપણા કુટુમ્બોની પવિત્રતામાં તથા સંસારસુખમાં એણે ભારે અંતરાયો નાખ્યા છે. આપણી છિન્ન ભિન્ન અને રાંકડી અવસ્થા થવામાં તેનો મ્હોટો હિસ્સો છે, અને આપણે જો પોતાનું પૂર્વનું ગૌરવ પાછું પામવા ચાહતા હોઇએ તો એ વ્યસનોની ગુલામી કે ભાઇબંધી આપણે અવશ્ય છોડવી જોઇએ. દારૂના અતિપાનને લીધે આપણી નજર આગળ આપણે કેટકેટલા આશાજનક યુવાનોને અકાળે ફાટી પડતા જોયા છે. ! વળી વ્યભિચાર અને કુટુમ્બકલેશ એ બે મદિરાના પ્રિય અનુચરો છે. ઇતિહાસ તપાસશો તો પણ આપણી જ્ઞાતિના ઉચ્છેદમાં દારૂને મુખ્ય સ્થાન મળશે. આખા યાદવકુળનો નાશ તેનેજ આભારી છે. ગોહેલોનું મારવાડનું રાજ્ય પણ તેને પ્રતાપેજ ગયું હતું. મહાભારતમાં આપે વાંચ્યું હશે કે જયદ્રથને સાંઝ પહેલા મારવાની પ્રતિજ્ઞા લેતી વખતે અર્જુને ગણાવ્યું છે કે "જયદ્રથને સૂર્યાસ્ત થયા પ્હેલાં હું જો ન મારૂં તો મને ક્ષત્રિય થઇને મદિરા પીએ ને જેટલું પાપ થાય, તેટલું પાપ લાગે"

## દારૂ અને અફીણ

બંધુઓ, દારૂનુ બંધાણ એવું નથી કે જે કોઇ પણ મનુષ્ય ઇચ્છા કરે તો સહેલાઇથી ન મૂકી શકે, અફીણનું બંધાણ છોડવું એટલું સ્હેલું નથી. એ કષ્ટસાધ્ય છે ખરૂં, પણ અશક્ય તો નથી જ. મ્હારા પોતાના ઘરમાં ત્રીશ બત્રીશ વર્ષથી ઘર કરી ગયેલ બંધાણને એક પળમાં વિલાંજલિ દેનાર ભાઇ મોજુદ છે. બીજા એવા ઘણા દાખલા આપ સૌની જાણમાં હશે. હું મ્હારા બંધાણી ભાઇઓ અને મુરબ્બીઓ

પાસેથી એટલી તો અવશ્ય આશા રાખું છું કે પોતે બંધાણ છોડે કે ન છોડે પણ એટલી પ્રતિજ્ઞા તો તેઓ અવશ્ય લે કે તેમણે આજ પછી એક શિષ્ય તો નજ કરવો. આટલું થાય તો પણ એ મહાન્ શત્રુનો આજથી પંદર વીશ વર્ષમાં સદંતર નાશ થાય. સ્વર્ગસ્થ રાજકવિ ઠાકોર મોડજીની રચેલી " પોશ-પચ્ચીસી " વાંચી જવાની મ્હારા યુવાન બંધુઓને અને દરેક સ્વયંસેવકને ભલામણ કરૂં છું, આત્મશુદ્ધિના આ અનિવાર્ય કાર્યક્રમને મહેનત લઇ જો આપણે પાર પાડશું નહીં તો આપણી કોમની ઉન્નતિ અન્યથા કરી શકીએ એ સર્વ રીતે અસંભવનીય છે. આંહીં કહેવું અસ્થાને નહીં થાય કે પોતાના રાજ્યમાં દારૂની બનાવટ અને વેચાણની મનાઇ કરી ભાવનગરના સ્વર્ગસ્થ મહારાજા ભાવસિંહજીએ અને પાલીતાણાના હાલના પ્રાતઃસ્મરણીય ઠાકોર સાહેબ બહાદુરસિંહજીએ અન્ય રાજવીઓને દેશદાઝ અને જ્ઞાતિપ્રેમના અનુકરણીય દૃષ્ટાંતો પૂરાં પાડ્યાં છે. અફીણની સદંતર બંધી કરવા તો યુરપમાં તાજેતરમાં સ્થપાએલ પ્રજાસંઘ—લીગ ઓફ્ નેશન્સ—પણ મથી રહ્યો છે. આ રીતે આપણી રાજસત્તાઓ પણ આપણાં આ મહત્વના કાર્યમાં આપણને સાનુકૂળ છે. માટે બંધુઓ, આ દિશામાં સત્વર ભગીરથ પ્રયત્ન આદરો.

## આપણો નારી-સમાજ

પ્રતિનિધિ બંધુઓ અને બ્હેનો, એવા એક વિષયનો હવે મારે નિર્દેશ કરવાનો છે કે જેમાં આપણી વચ્ચે મતભેદ હોવા સંભવ હોય. જ્ઞાતિના એક નમ્ર સેવક તરીકે અત્યારે હું આપની સમક્ષ ઉપસ્થિત થયો છું, એટલે મ્હારા દિલમાં જ્ઞાતિહિત સંબંધે જે માન્યતા કોરાઇ રહેલી હોય, તે વિષે આપણી વચ્ચે ગમે તેટલો મતભેદ હોય તોપણ મ્હારે ઉચ્ચાર કર્યા વિના ચાલે નહીં.

વર્તમાન જ્ઞાનયુગનો અરૂણોદય થયો તે પૂર્વે ચાલી રહેલા મધ્યકાળના અંધકાર યુગમાં પ્રવેશ કરો, અને આપણી તે વેળાની સામાજીક સ્થિતિનું અવલોકન કરો તો એક આશ્ચર્યકારક ઘટના આપણું ધ્યાન ખેંચશે. સ્વદેશના સ્વાતંત્ર્યના સંરક્ષણ માટે, સ્વધર્મપરના આક્રમણથી બચવા માટે, સત્ય-ન્યાય કે ટેકના પક્ષમાં

ઝુઝવા માટે કે ગુમાવેલી જમીન સર કરવા માટે, જ્યારે જ્યારે રાજપૂત વીરોએ ખાંડાની રમતો ખેલી છે, જ્યારે જ્યારે રાજપૂત યોદ્ધાઓએ સમરાંગણમાં પ્રાણની આહૂતીઓ આપી છે, અને અદ્ભૂત અપ્રતિમ શૌર્ય દાખવ્યું છે, ત્યારે ત્યારે એ લડવૈયાઓની પડખે એમને હૂંફ આપતી, એમનામાં ચેતન પ્રેરતી, એમનું પ્રોત્સાહન કરતી, એમના વાઘાને કેસરીઆ રંગે રંગતી એમના વજ્રના બખ્તરની સાંકળી ગૂંથતી, એમના રણના સાજ સજાવતી, અમરવાણીમાં રણગીતો લલકારતી અને દુશ્મન દળને વીંધીને દૂર દૂરના પ્રદેશમા અથડાય તેવી શૌર્ય જ્વાળાઓ છોડતી રાજપુત વીરાંગનાનાં ઠેરઠેર પુણ્યદર્શનો થતાં.

ગૃહમાં રમકડા રૂપે રહેવું, પતિના ઉપભોગના સાધન માત્ર બનવું, બાળક પેદા કરવાના યંત્ર લેખાઇ મર્યાદિત ક્ષેત્રમાં સંકુચિત જીવન વ્યતીત કરવું અને વ્યક્તિ તરીકે, મનુષ્ય તરીકે કે પ્રભુના મન્દિર તરીકે કશી ગણનામાં ગણાવું નહીં, એમાં આર્ય મહિલાઓને માટે તે સમયે શોભા ગણાતી ન હતી. પ્રાચીન કાળથી જ આર્યબાળાઓને સુવિદ્યા અને સુસંસ્કારોનો પાસ આપવામાં આવતો હતો અને પ્રત્યેક કલામાં, સ્વદેશીય સાહિત્યમાં એમને અંઘોળ કરાવવામાં આવતો હતો; એટલું જ નહીં પણ એમનો શારીરિક અંગકસરતમાં, યુદ્ધ કળામાં અને રમત ગમતમાં પણ વિકાસ થાય એવી સગવડો કરવામાં આવતી હતી.

આર્યપ્રજા લગ્ન કરે છે તે કેવળ મોજશોખ ખાતર કે ઉપયોગી સાધન તરીકે કરતી નથી. લગ્નનો તેનો આદર્શ ઘણો ભવ્ય છે. લગ્ન તે પિતૃતર્પણ માટે એક યજ્ઞરૂપે મનાય છે, અને આ ભાવનાનું સુન્દર સ્વરૂપ સૂચવનારો ખરો શબ્દ તે 'સહધર્મચારિણી' એ છે. પત્નીને માટે ઉપરોક્ત શબ્દનો પ્રયોગ કાંઈ અહેતુક નથી થતો. સઘળાં ધર્મકાર્યોમાં જેમની હાજરી વગર ચાલે જ નહીં, સીતાજીને અભાવે તેમની સુવર્ણમૂર્તિ રામચંદ્રની બાજુમાં રાખવી જ જોઇએ, એવો જે આપણો રીવાજ હતો, તેનો ભાવાર્થ ખુલ્લો છે. સંસારનાં સઘળાં ક્ષેત્રોમાં પુરૂષે સ્ત્રીને, અને સ્ત્રીએ પુરૂષને મદદગાર થવાનું છે, અને પોતાના કર્તવ્ય બજાવવામાં એક બીજાનો સહચાર સેવવાનો છે. એક કવિએ ખરું જ કહ્યું છે કેઃ—

"નહી મોક્ષ પામે માનવી અર્ધાંગના સારી વિના" રણસંગ્રામમાં ખુલ્લી તરવારે, અશ્વ નચાવતી, અરિદળને વીખરતી કેટલી ક્ષત્રિય વીરાંગનાઓ આજે ઇતિહાસના પૃષ્ઠોને ઉજ્જ્વલ કરી રહી છે! કેડમાં કટાર ખોસી પોતાની આબરૂનું સંરક્ષણ પ્રાણાર્પણે કરવાને તૈયાર એવી આર્યબાળાઓને એ ક્રમમાં અબળા રાખવામાં આવતી ન હતી; પરંતુ તેમને વિધવિધના અસ્ત્રશસ્ત્રના ખેલ શીખાવી સબળા કરવાને માટે પ્રયાસો કરવામાં આવતા હતાં. પુરૂષોને મળતા શિક્ષણમાં અને એમની પત્ની થઈ એમની પ્રતિષ્ઠાના સંરક્ષણ બનવા સર્જાએલી સ્ત્રીઓના શિક્ષણમાં કાંઈ તફાવત રાખવામાં આવતો ન હતો.

મોતની સામે ખુલ્લી છાતીએ ચાલનારી વીરાંગનાઓ આજ ક્યાં છે? ક્ષત્રીયબાળકોને આજે શિક્ષણ જેટલું સુલભ કરવામાં આવે છે, તેવું ક્ષત્રિયબાલિકાઓ માટે થાય છે ખરૂં! ક્ષત્રિય ધર્મનું યથાર્થ પાલન કરનાર મર્દો શું અજ્ઞાન, અશિક્ષિત માતાઓને ઉદરે પાકશે ખરા? ઉલ્લાસથી રણમાં જતા વીર પતિને વિદાય દેનાર ધર્મપત્નિ વિના ખરો રણરંગ જામી શકે ખરો? મર્દોમાં મર્દાનગી રમકડાં જેવી સ્ત્રીઓથી નહીં પ્રેરી શકાય. મર્દાનગી તો માતાના ધાવણમાં ક્ષત્રિય બાલકો પ્રાપ્ત કરશે. રાણા રાજસિંહનો દાખલો યાદ કરો. જોધપુરાધીશ મહારાજા જસવંતસિંહનાં પુત્રી અમરબાઇને પરણવા જ્યારે મોગલ-સમ્રાટ ઔરંગઝેબે ઇચ્છા કરી અને સ્વધર્મ પરાયણ એ બાલાએ જ્યારે લાજ રક્ષવા આવવા "હિંદુના સૂર્ય" રાણાને માટે છુપું કહેણ મોકલ્યું, ત્યારે રાણાજી સબળ શત્રુ સામે યુદ્ધ કરવાનો પ્રસંગ અણચિંતવ્યો પ્રાપ્ત થતા ખેદ મગ્ન થઇ ગયા અને તેમને ધર્મસંકટ જેવું થયા જેવું લાગ્યું. પુત્રધર્મભ્રષ્ટ થશે એવી અફવા કર્ણે પડતાં તેમનાં માતુશ્રી વીરચાવડીજી સફાળાં દોડી આવ્યાં અને પુત્રને ટંકાર કરી કે "બાપુ શું વિચાર કરો, દેહાંત પછી અપ્સરા વરશો તે. ક્ષત્રિઓ યુદ્ધના પ્રસંગ ગોતી તેમાં ઝંપલાવે છે, ત્યારે તને તો સદેહે અપ્સરા કંકનો ચાંલ્લો કરવા આવી છે. હાં થવાને બદલે ગ્લાનિ કેમ થાય છે? પરંતુ તારો દોષ નથી. એક વખત સ્નાન કરતી હતી અને તું રડતો હતો, ત્યારે તને

છાનો રાખવા દાસીએ તને ધવરાવ્યો હતો. તુ એકદમ છાનો રહી જવાથી મને શંકા પડતાં એક વખત હું તરત દોડી આવી હતી અને એ ધાવણનો પટ કાઢી નાખવા તને ઉંધે માથે લટકાવી જોરથી ઝુલાવી વમન કરી નાખ્યું હતું. છતાં તેની કાંઇક અસર રહી ગઈ હોવાનું અત્યારે સિદ્ધ થાય છે. "માતાની આ વક્રોક્તિ સાંભળી એ વીર રાજાને પોતાના વીર ધર્મનું ભાન આવ્યું અને મોગલ સૈન્યનો પરાજય કરી અમરબાઇને બાદશાહ માટે રચાએલ મંડપેથી જ પરણી આવ્યા. વીર ક્ષત્રિયાણીનાં ધાવણનો મહિમા એવો જ છે.

જેમનાથી વંશવેલાની વૃદ્ધિ કરવાની આપણે આશા રાખીએ, જેમને ખોળે બાલક્ષત્રિઓ રમવાના છે, જેમને પૂજ્યભાવથી એ બાલકો અનુસરવાના છે એ ક્ષત્રિય માતાઓને આપણે અજ્ઞાન શી રીતે રાખી શકીએ છીએ? સમાજના ઉદ્ધારની ચાવી, ગૃહ કે કુટુમ્બના વિકાસની કુંચી ગૃહદેવીઓનાં હાથમાં છે. આપણી કોમનો ઉદ્ધાર શી રીતે ત્વરાથી થઈ શકે એમ જો મને પૂછવામાં આવે તો હું નિઃસંશય કહેવાનો કે ક્ષત્રિય બાળાઓને સર્વાંગ વિદ્યાભ્યાસ કરાવ્યાથી અને એમના આજનાં કૃત્રિમ બન્ધનો છેદી એમના આત્મ-વિકાસનો માર્ગ ખુલ્લો કર્યાથી આપણી ઉન્નતિ નિશ્ચય વહેલી થવાની.

જોધપુર નરેશ મહારાજ જશવંતસિંહ જ્યારે પોતાના સરદારોની સલાહ માની મોગલો સામેનું યુદ્ધ પોતાના ભાઈ રત્નસિંહજીને સોંપી "દુશ્મનોને પીઠ બતાવવી નહીં" એવું રાજપૂતોનું બિરદ સાચવવા ખાતર તે સૈન્યની વચ્ચેથી માર્ગ કાપી જોધપુર તરફ પાછા વળ્યા, ત્યારે તેમના શૂરવીર રાણી હાડીજીએ કિલ્લાના દરવાજા બંધ કર્યા અને કહેવરાવ્યું કે "રણમાં પીઠ ફેરવી નાસી આવનાર પુરૂષ મ્હારા મહારાજ હોય નહીં" મહારાજે કહેવરાવ્યું, "મેં પીઠ બતાવી નથી." "છતાં રણક્ષેત્ર છોડીને તો પધાર્યા છો ને, દરવાજા નહીં ઉઘડે," એવાં વેણ ઉચ્ચારનાર રાણીજીનો નમુનો આજે ક્યાં છે?

"પિતાના મુલકને સર કરનાર દુશ્મનને જેર કરી એ મુલક પાછો ઘેર કરી લાવે તેને જ હું વરીશ," એમ વદનારી, અને પતિની

આજ્ઞાથી થોડા સૈનિકો લઈ ચિત્તોડના રાણા સંગ્રામસિંહ જેવા યોદ્ધાનો રાજ્યાભિષેકનો તાજ ભરી મેદનીમાંથી ઉઠાવી લાવનારી તારામતી જેવી વીરાંગનાનો આજે જોટો ક્યાં છે?

પતિને યુદ્ધે ચડતાં પોતાનામાં આસક્તિ રહી જાય છે, અને તેથી મહારાણાએ સોંપેલું બાદશાહના લશ્કરને ખાળવાનું કાર્ય તેમનાથી યથાર્થ રીતે થઈ શકશે નહીં, તથા પ્રતાપસિંહ શક્તાવતના ઉજ્જવળ નામની કીર્તિ ઝાંખી પડશે, એમ માની પતિએ ખબરદાર કરવા મોકલેલી દાસીને પોતાને હાથે પોતાનું મસ્તક ઉતારી, તેને થાળમાં મૂકી, પતિને નિશ્ચિંત બનવા કહેવડાવનાર દશ દિવસની નવવધુ રાઠોડવંશી રાણી ક્યાં છે?

અડગ નિશ્ચયથી, પરમ સંકલ્પ બળથી અને અવિશ્રાન્ત ઉદ્યોગથી, બાર બાર વર્ષનાં વ્હાણાં વાતાં સુધી પાટણનરેશ સિદ્ધરાજ જયસિંહની અજીત સેનાને જીર્ણદુર્ગ—જુનાગઢ—ના દરવાજા બહાર ખાળી રાખવામાં પતિદેવ રા' ખેંગારને ઉત્તેજીત કરનાર તથા અંતે દગાથી ગઢ પડ્યો, અને પતિનું વીરોચિત મૃત્યુ થયું, ત્યારે પોતાની સન્મુખ કાચી કળી સમા પોતાના વ્હાલા બન્ને બાળકોનો વધ કરવામાં આવ્યો છતાં "બાળકોને લઈને રાતી આંખો નહો કરવાનો" ઉપદેશ આપી, પાટણ પતિનાં સઘળાં પ્રલોભનોને લાત મારી વઢવાણ શહેરમાં ચિતા સળગાવી ભસ્મ થઇ જનાર ભવાની સ્વરૂપિણી સતી રાણકદેવી ક્યાં છે?

દિલ્હી પતિ અલ્લાઉદ્દીન બાદશાહના કપટથી પોતાનો પતિ ભીમસિંહ જ્યારે કેદ થયો, ત્યારે સંપૂર્ણ ધીરજ ધરી, હિમ્મત કરી, દુશ્મનના દળમાં દાખલ થનાર અને પતિને મુક્ત કરાવી, વિજયી બની ક્ષેમકુશળ ચિત્તોડમાં પાછી ફરનારી સુલક્ષણા પદ્મિનીની છાયા આજે ક્યાં છે?

પિતાને આફતમાંથી ઉગારવા, જોધપુર અને જયપુરનાં સૈન્ય નગર બહાર યુદ્ધસાજ સજે છે તેવામાં, એ બન્ને રાજ્યને તરછોડી પિતાને ધર્મસંકટમાંથી મુક્ત કરવા ઝેરનું પ્યાલું નિઃસંકોચ પી જનાર ચિત્તોડની પિતૃભક્ત કુમારી કૃષ્ણાકુમારી ક્યાં છે?

રાજપૂતોને સ્વામીધર્મ અને વફાદારીનો અનેરો પાઠ શીખવનાર, પોતાના પતિ જગદેવ પરમારના રાજાનું આયુષ્ય વધારવા પોતાના વ્હાલા પુત્રનો જોગણીને સ્વહસ્તે ભોગ દેનાર વીર વીરમતિ ક્યાં છે?

શૌર્યની, ત્યાગની, ભક્તિની, રસિકતાની મૂર્તિરૂપ આવી દેવીઓ ક્યા વાતાવરણમાં જન્મ પામી હતી? ક્ષત્રિયવીરોને યુધ્ધે વળાવી, જીતવાની આશા જ્યારે નિષ્ફળ થાય ત્યારે પતિના કે પિતાના કેસરીઆનું પણ માન મૂકાવનાર, જોહર કરી ચિતાના અગ્નિમાં પ્રવેશ કરી કુલપ્રતિષ્ઠાનું રક્ષણ કરનાર, શૂરી રજપૂતાણીઓનો જન્મ ક્યાં થયેલો ?

ક્ષત્રિઆણીઓમાં આવું શૂરાતન, આવું સાહસ, આવી દૃઢતા કે આવું રણકૌશલ વિરલ ન હતું, પરંતુ એમને પદ્ધતિસર આપવામાં આવતા શિક્ષણનો એ અભાવ હતો. રાજપૂતસમાજ આવી મહિલાઓ પ્રાપ્ત કરવા શું ઝંખે છે ? એમના વિદ્યાભ્યાસ પ્રત્યે તથા એમની બંધનમુક્તિ તરફ જો લક્ષ આપવામાં આવે તો આપણા એ કોડ જરૂર પૂરા પડે. સારા હિન્દી સમાજ ઉપર એવો આરોપ છે કે તેણે સ્ત્રીઓનું યથાર્થ સન્માન કર્યું નથી, અને એમના જીવનવ્યવહાર પણ કૃત્રિમ સખ્ત બંધનોથી દુઃખદાયક બનાવવામાં આવ્યા છે. આપણી પ્રજા તરીકેની અયોગ્યતા સિદ્ધ કરવામાં આ દલીલોનો વારંવાર ઉપયોગ કરવામાં આવે છે. મ્હારે દિલગીરી સાથે કબુલ કરવું જોઇએ કે આ આરોપમાં તથ્યાંશ છે. પુરૂષની માફક સ્ત્રીઓના ઘટમાં પણ રામ રમી રહ્યો છે અને આપણી પેઠે જ બુદ્ધિ, શક્તિ, અને વૃત્તિ તે ધરાવે છે એ સત્યનો સ્વીકાર પણ આજે થોડા જ કરે છે.

પ્રભુજીએ બક્ષેલી તાજી ખુશનુમા હવા, એમણે પ્રેરેલો, રંગેલો સૂર્યપ્રકાશ, એમની દીધેલી રૂપેરી કૌમુદી, વિશ્વેશ્વરનો જ સરજેલો એ માનવસંઘ, વિશ્વના નિયમાનુસાર ચાલી રહેલો જગતનો સકલ જીવનવ્યાપાર—આ બધી ઇશ્વરની કૃપાભરી બક્ષીસોનો ઉપભોગ આપણી બ્હેનો માટે જાણે કે આપણે વર્જ્ય ગણ્યો છે. એમના નિર્દોષ આનંદ ઉપર આપણે અંકુશો મૂક્યા છે. અનુભવની પોથીના કેટલાંક પાનાં ઉઘાડવાની પણ એમને મના કરવામાં આવી છે. પશુ–પક્ષીને પણ બંધન ગમતાં નથી, એમને પણ નિરંકુશ વિચરવાના કોડ હોય

છે. ઉઘાડા આકાશના, લીલાં ખેતરોના, ઉજળા સૂર્ય પ્રકાશના, શીળા ચંદ્ર કિરણોના, ભવ્ય મેઘધનુષ્યના, ખળખળતા જળધોધના, ઉછળતાં સલિલ શિકરોના, અને ભૂખરા પહાડોના અનુપમ અવનવા દૃશ્યોના દર્શનથી રાજપૂત મહિલાઓને શા માટે વંચિત રાખવામાં આવે છે? મનુ મહારાજે ગાયું છે કે:

"પ્રસન્ન રહે દેવતા, જ્યાં પામે સન્માન સુન્દરી."

એ ગાથાને આપણે આજે અનુસરીએ છીએ? માનસશાસ્ત્રીઓ કહે છે કે ગુલામનો માલેક પોતાની સ્વાભાવિક અંતરવૃત્તિઓને ગુમાવી બેસે છે અને પોતાના મનુષ્યત્વનો પણ હ્રાસ થતો તેને જોઇ રહેવો પડે છે. સ્ત્રીઓને આપણી અધીન સેવિકાઓ સમજી તેની ઉપર અમલ ચલાવવાનું આપણે ચાલુ રાખીએ, તો ગુલામના માલેકની માફક આપણો પણ વિકાસ થઇ શકે નહીં અને ઉલ્ટા કેટલાક કુસંસ્કારો આપણા મગજમાં પેસી જવા પામે. સ્ત્રીઓ સાથે જીવનની ભાગીદારી છે, મૈત્રી છે. તેને સદાને માટે વશવર્તી રાખવાનો આપણો પ્રયત્ન આપણી ચડતીને બાધ કરનારો છે.

જમાનો બદલાયો છે; નવા યુગની જરૂરીઆતો જુદી છે; આજે તો દરેક મનુષ્યને, પોતાનો વિકાસ તે સંપૂર્ણ સાધી શકે તે માટે, પૂરતી તક આપવી જોઇએ. કુદરતના સૌંદર્ય ઉપર કે સંસારનાં અવનવાં ચિત્રો ઉપર પડદા ઢાંકી આપણે કયું શિક્ષણ પ્રાપ્ત કરી શકવાના? તુર્કસ્થાન જેવા ઓઝલ પડદાની મૂળ પ્રચાલક પ્રજાવાળા દેશમાંથી બુરખાંને તિલાંજલિ મળી છે, સ્ત્રીઓને જાહેરજીવનમાં ભાગ લેવાની છુટ થઇ છે અને સુશિક્ષિત વિકસિત સ્ત્રીઓની પ્રજા પણ એવી જ પાણીદાર અને ઉંચા વિચારની થઇ રહી છે. જગત સમસ્તમાં આપણા દેશે સ્ત્રીઓની સ્વતંત્રતામાં ભારે કાપ મુકયો છે, અને આપણી બહાદુર કોમે તેમાં નેતૃત્વ લીધું છે. આ જમાનામાં અણુગતો થઇ પડેલો, અને આપણી ઉન્નતિનો અંતરાય બનેલો પર્દો જો આપણે વ્હેલો મોટો પણ નાબુદ કરીએ નહીં તો આપણે આપણો ઉદ્ધાર કરી શકવાના નથી.

## આપણા શિક્ષણનો પ્રશ્ન

જગતનો જ્ઞાનનો ભંડાર વધતો જાય છે, પ્રજાના અનુભવનો સંગ્રહ એકઠો થતો જાય છે, કુદરતના સત્ત્વો ઉપર વધારે પ્રભુત્વ

મેળવવાના પ્રયાસમાં મનુષ્ય ચકૂલ થતો જાય છે. આ સ્થિતિમાં એ જ્ઞાનનો જે વધારે સંચય કરશે, અનુભવના ભાથાથી જે વધારે સજ્જ થશે, અને પ્રકૃતિને વશ કરી તેની પાસેથી ખુબ કામ લેવાને જે ભાગ્યશાળી થશે, તેને ચરણે જગત ઐશ્વર્ય અને પ્રભુતા ઢાલવશે. ભારતની અન્ય કોમોમાં વિદ્યાપ્રચાર જ્યારે અસાધારણ ઝડપથી વધવા લાગ્યો છે, એમની મર્યાદાનાં વર્તુલ વધારે વિશાલ અંકાવા લાગ્યાં છે, એમની જીવનકલામાં પરિવર્તન થઇ રહ્યું છે, અને તેમની મનોવૃત્તિ સંસ્કારી અને સંગ્રાહક થતી જાય છે, ત્યારે હજુ આપણે નિદ્રાધીન પડયા છીએ. જગતના સ્વામી થવા ચાહનારામાં પુરૂષાર્થ જોઇએ, ઉદ્યોગ જોઇએ, ઉંચો ઉંડો અભ્યાસ જોઇએ. આપણા જમીનદાર વર્ગે દેશના પ્રશ્નોમાં યથાયોગ્ય ફાળો આપવો હોય, આપણું છે તે નિભાવી રાખવું હોય અને નવયુગને અનુકૂળ બનવું હોય તો આપણે મહાભારત પ્રયાસ કરી ક્ષત્રિય બાલકોને તથા બાલાઓને શિક્ષણ આપવા વ્યવસ્થા કરવી જોઇએ. વિદ્યાના તેજ વિના આપણે કટાઇ ગએલા હથીઆરોની માફક નિરૂપયોગી થઇ જઇશું, અને ભાઇબંધ કોમોનું અથવા રાજ્ય કર્તાનું આપણે માન ખોઇ બેસશું. અજ્ઞાન દશામાં આપણી અવનતિનાં કારણો આપણને સુઝશે નહીં, નવયુગમાં વિજયશાળી જીવન ગાળવા માટે રહેણી કરણીમાં શા ફેરફાર આવશ્યક છે તેની સમજણ પડશે નહીં, અને જે શક્તિઓ કુદરતની કૃપાથી પ્રાપ્ત થએલી આપણામાં ગૂઢ રહેલી છે એનો પૂરો વિકાસ થઇ શકશે નહીં; એટલે આપણી કોમ અવનતિના ઉંડા ગર્તમાં પડતી જવાની અને જો વિદ્યાનો પ્રચાર શરૂ કરવામાં મોડું થયું તો તેમાંથી બચી જવાનો ઉપાય આપણને હાથ લાગશે નહીં.

જ્ઞાનપ્રભાવથી વંચિત રહેલા આપણા બાળકો સંસારમાં ઉણા ઉણા લાગ્યા કરે નહીં, અને એ રીતે એમનો આત્મવિશ્વાસ કમી થાય નહિ એ માટે બહોળા પાયા ઉપર આપણે શિક્ષણ પ્રચારનો આરંભ કરવો જોઇએ. શિક્ષણપ્રચારનું કામ સુલભ થાય, વિદ્યાનું વાતાવરણ જામે અને વિદ્યાર્થીઓમાં ચારિત્ર્યનો વિકાસ થાય તથા ઉંચી ભાવનાઓની ખીલવટ થાય એટલા માટે ચારિત્ર્યવાન અને વિશાળ દૃષ્ટિવાળા હોશિયાર ગૃહપતિની દેખરેખ નીચે જુદા જુદા કેંદ્રોમાં ઠેકઠેર

વિદ્યાર્થીભવનોની સ્થાપના થવી જોઇએ. અને આપણા બાલકોને ઉચિત એવા સંસ્કારો બાલવયમાંજ એમના હૃદયમાં ઘર કરી જામે, એવા પ્રયાસો આદરવા જોઇએ.

શિક્ષણ જેવા પ્રકારનું આપણે આપીએ તેવા પ્રકારની બાલકોની મનોવૃત્તિ થવાની; આજ કાલનો શિક્ષણક્રમ ઉદર નિર્વાહનાં સાધનો પુરાં પાડવા પૂરતો ભલે હોય, પણ રાજપૂત બાલકોને વીરોચિત આર્યસંસ્કારો આપવા માટે તે ઘડાયો હોય તેમ જોઇ શકાતું નથી. આપણે દેશનાયકો અને સાચા સેવક ક્ષત્રિયો પેદા કરવા હોય તો શાળાઓમાં તેમને મળતા શિક્ષણની ઝોક બદલાવવી જોઇએ. અથવા તો આપણા બાળકો માટે નિરાળી શાળાઓ સ્થાપવી જોઇએ. આપણા પૂર્વજોની પરાક્રમી ગાથાઓ અને નવા યુગને યોગ્ય ઉચ્ચ ભાવનાઓનો પટ એ શાળાઓમાંજ બાલકો ઉપર બેસવો જોઇએ. આ કામ પરિપૂર્ણ રીતે પાર ઉતારવા માટે તો કુમાર અને કુમારિકાઓ માટે સ્વતંત્ર વિદ્યાલયોજ વધારે ઉપયોગી થાય.

## બ્રહ્મચર્યાશ્રમની ભાવના

બ્રહ્મચર્ય વિના જીવનની કલાનું તેજ નથી. બ્રહ્મચર્યાશ્રમની આપણી પુરાણ ભાવનાનો આપણે જેટલો પુનરુદ્ધાર કરી શકીએ તેટલો આપણા પ્રાચીન ગૌરવને પુનર્જન્મ આપણે આપી શકીએ છીએ. વીરધર્મની પ્રથમ મર્યાદા જો કોઇ હોય તો તે બ્રહ્મચર્યની છે, અને આપણા બાલકોને આપણે અતુલ પરાક્રમશાળી અને મહાન વિચારક બનાવવા ચાહતા હોઇએ તો તેમને કઠોર બ્રહ્મચર્યની પ્રારંભ દશામાંથી આપણે પસાર કરવા માટે, આપણાં વિદ્યાર્થીભવનોમાં અસલનાં ગુરૂકુલ જેવું શાન્ત, શીળું, ભાવનાશીલ વાતાવરણ જમાવવું જોઇએ; અને કુમારોના વિદ્યાર્થીજીવનના ૨૫ વર્ષ અને બાલિકાઓના અભ્યાસીજીવનના ૧૬ વર્ષ સુધી તેમના બાળલગ્ન કરી તેમની શકિતઓનો વ્યય જરા પણ થવા દેવો જોઇએ નહીં. કોમના હિતચિંતકોએ આ કર્તવ્ય પ્રત્યે જો દુર્લક્ષ કર્યું, તો આપણી શુરવીર કોમની જરૂર વિશેષ અધોગતિ થવાની. મને વિશ્વાસ છે કે આંહીથી છુટા પડયા પહેલાં એ સંબંધે કોઇ યોજના અમલમાં લાવવા માટે આપણે વિચારી શકીશું.

## આપણી વિધવાઓ

સ્ત્રીઓ પ્રત્યેનું આપણું વર્તન જોઇએ તેવું આપણે રાખી શક્યા નથી, તે આપણે સુધારી લેવું જોઇએ; પરંતુ એથી યે વધુ મહત્ત્વની આપણી ફરજ આપણી જ્ઞાતિની વિધવાઓ તરફ છે. એમના શોકપૂર્ણ જીવનનો ભાર કાંઇક હળવો કરવાનું, એમની રસહીન શુષ્ક જીવનપ્રણાલિકામાં સેવાજીવનની આસક્તિ અને રસ પૂરવાનું, એમની પરાવલંબનની નિરાધાર દશામાંથી એમને મુક્ત કરે એવાં ઉદાર જીવનનિર્વાહના સાધનો એમને રહેવા દેવાનું અને એમનો જીવનવિકાસ સાધવાની તક પૂરી પાડવાનું આપણે પુરુષોને શિર કર્તવ્ય છે.

ભાઇઓ અને બ્હેનો, દુર્ભાગ્યે એવા કુટુંબો પણ આપણી વચ્ચે છે કે જેમનો નિર્વાહ કરવાને, આજથી કાલ સુધીનો ખોરાક પ્રાપ્ત કરવાને, તેમને ઘણાં વલખાં મારવાં પડે છે. એવો પ્રબંધ થવો જોઇએ કે એ આપણાં દુઃખી બ્હેનો પોતાની સ્વતંત્રતા જાળવી રાખીને, પોતાના સ્વમાનને અખંડ રાખીને અને પોતાની કુલભાવનાઓનું રક્ષણ કરીને પોતાનો નિર્વાહ ચલાવી શકે. આવો પ્રબંધ ન થાય ત્યાં સુધી આપણી જ્ઞાતિની ઉન્નતિની આશા રાખવી વૃથા છે. દેવવશાત્ વૈધવ્ય આવે તો ભવિષ્યમાં અતિ દુઃખ પડશે એ ભીતિએ ઘણી બ્હેનોને કૃત્રિમ પુત્રો પેદા કરવાની કુબુદ્ધિ સુઝાડી છે અને એ રીતે આપણી જ્ઞાતિમાં વર્ણસંકર વર્ગ થવા પામ્યો છે અને એ પાપના ફળ અત્યારે આપણે ભોગવીએ છીએ. જ્યાં ક્ષત્રિય બીજ ન હોય ત્યાં આપણે શા ઉચ્ચ સંસ્કારોની આશા રાખી શકીએ? મારી વિધવા બ્હેનો, આપ પ્રતીતિ રાખજો કે આપને માટે ઘણાં સહૃદય રાજપૂત હૃદયો આજે રૂદન કરી રહ્યાં છે અને તેઓનો શુભ પ્રયાસ વિધવાઓના નિર્વાહ માટે કાંઇક ઉચિત પ્રબંધયુક્ત માર્ગ અવશ્ય શોધી કાઢશે.

દરમ્યાનમાં ઇશ્વર કૃપાથી "રાંકની જીવન દોરી" રેંટીઓ મહાત્મા ગાંધીજીના પ્રયાસથી પુનર્જીવન પામ્યો છે. તેનો આશ્રય આપને સુન્દર, સરળ, દેશોપયોગી, સ્વમાનરક્ષક અને નિર્વાહક સાધન

પુરૂં પાડશે. ભાઇઓ, આપને પણ મ્હારી વિનંતી છે કે બીજા કશાને ખાતર નહીં તો આપણી દુઃખી બહેનોને ખાતર જ આપ ઘરેઘરમાં રેંટીઓ ચાલુ કરી દેશો. એ આપણાં કુટુમ્બોમાં સ્વાશ્રય, કલા, ઉદ્યોગ અને રોજી દાખલ કરશે; અને પરોક્ષ રીતે દેશની અનુપમ સેવા પણ સધાશે. એ રેંટીઓ આપણા ઘરમાં દાખલ કરવાથી આપણને કોઇ પ્રકારની નુકસાન લાગવાની નથી. મ્હોટાં કુટુમ્બોમાં એ દાખલ થઇ જશે તો જ ગરીબ કુટુમ્બો તેનો વિના-સંકોચ ઉપયોગ કરવાની હિમ્મત કરશે. આવી બાબતમાં ઉપદેશ કરતાં દાખલો બેસાડવાની જરૂર વધારે કિમ્મત થવાની. આર્ય-વર્ણાશ્રમ વ્યવસ્થા પ્રમાણે ક્ષત્રિયોને દુઃખી, ત્રાસિત અને પીડિતોનું રક્ષણ કરવાનું, નિરાધાર અને અશક્તોની વ્હારે ધાવાનું અને દેશ-ધર્મના આપત્તિકાળમાં પોતાના જાન કુરબાન કરવાનું કર્તવ્ય નિયત કરવામાં આવ્યું છે.

ક્ષત્રિયોને માટે એ મગરૂર થવા જેવું છે કે આપણા દેશની સંસ્કૃતિ, આપણી પ્રજાનો ધર્મ, આપણા લોકની પ્રતિષ્ઠા તેમજ આપણી વહાલી સ્વતંત્રતા સંભાળવાનું માન એમને આપવામાં આવ્યું છે. આ કર્તવ્યનું પાલન કરતાં આપણે મહાન સ્વાર્થ ત્યાગનાં, અપ્રતિમ આત્મસમર્પણનાં અને વિરલ પરાક્રમનાં અનેક દૃષ્ટાન્તો પૂરાં પાડ્યાં છે; પરંતુ અફસોસ ! આપણે છેલ્લા શતકોમાં દુર્ગુણો તથા દુર્વ્યસનોના, કુસંપ તથા કજીયાના, વિલાસ તથા વૈભવના ભોગ થઇ પડયા અને આપણને સોંપવામાં આવેલો મૈત્રી ધર્મ આપણે યથાર્થ રીતે પાળી શક્યા નથી.

## આપણો જીવનમંત્ર—સેવા, બસ સેવા

પર—સેવા, સમાજ સેવા, એ આપણો જીવન મંત્ર છે, અને પરોપકાર કરવામાં કોઇ પ્રસંગે વધારે ભોગ અપાઇ ગયો છે એવા વિચારની છાયા પણ આપણા માનસચિત્રમાં ન પડે એ આપણું વૃત્ત છે. ક્ષત્રિય નામ સાર્થક કરનારે સેવાજીવનની દીક્ષા લીધી હોવી જોઇએ, અને વચન અને ટેક જાળવવાની એને ખુમારી હોવી જોઇએ. તુલસીદાસજીનું રઘુકુળ માટે ઉચ્ચારાએલું, "પ્રાણ જાય પણ વચન ન જાય" એ સઘળા ક્ષત્રિયકુળનું સ્વીકૃત સૂત્ર હોવું

જોઇએ. પરોપકાર કરતાં દેહ પાડનાર ક્ષત્રિયને આપણે "ધન્ય" ગણતા આવ્યા છીએ. આપણે એ "ધન્ય" વીરોની કોટિની ગણનામાં આપણું નામ નોંધાવવા ઉત્સુક નહીં થઇએ ? સેવાજીવન વિનાનું ક્ષત્રિય જીવન કલ્પી પણ શકાતું નથી; અને આપણો ઉદ્ધાર અને મોક્ષ પણ સેવાથી જ છે. આપણને મોક્ષ સહેલાઇથી મળી શકે તેમ છે, કારણ કે:

> "જે મોક્ષ કારણ આ જગત જીવન સુધી યત્નો કરે,
> રજપૂત રણમાં જઇ ઉભો તે મોક્ષ પળમાં મેળવે."

દેશ અને કોમ પ્રત્યેની ભક્તિ પણ આપણી પાસેથી પર-સેવા જ માગી લે છે. જાગૃતિને પરિણામે આપણામાં આ ઉચ્ચ ભાવો વાસ કરશે, અને આપણું બિરદ આપણે સાચવી શકીશું એવો મને વિશ્વાસ છે.

સામાન્ય પ્રજાવર્ગ પ્રત્યે અને ભાઇબંધ કોમો તરફ આપણે મિત્રાચારી અને સહાનુભૂતિની લાગણીભર્યું વર્તન રાખવું જોઇએ. વસ્તીના દુઃખ દર્દથી હૃદયો દ્રવે અને એમનાં સંકટ ટાળવા પોતાને પ્રેરણા કરે એવી અનુકંપાની તથા પ્રજાપ્રેમની લાગણી ધરાવનારા ક્ષત્રિઓને માટે તેમની વસ્તી મરી ફિટવાને પણ તૈયાર હોય છે એ નિઃસંશય વાત છે. અને આપમાંથી ઘણાને તેવો અનુભવ હશે. પાટણના સોલંકી કુળના સ્થાપક મહારાજ મૂળરાજ કુમારપદે હતા ત્યારથી જ તેમનામાં વસ્તી ઉપર જે પ્રેમ હતો તેવો પ્રેમ આપણા બાલકો રાખતાં શીખે એ આપણે જોવું જોઇએ. તો જ આપણી જમીન ઉજ્જડ થતી અટકશે અને એ આપણા કમાઉ-પુત્રો આપણે તેમને માટે ખમેલા ત્રાસનો કોટિગણો બદલો આપણને વાળી આપશે.

## 'ભાઇએ ભાગ' નો રિવાજ કાઢી નાંખો.

હવે મને અતિ અગત્યના લાગતા એક પ્રશ્ન ઉપર બે બોલ કહેવાનું મન થઈ જાય છે. એ બાબતમાં પણ આપ સર્વ મને તરત સંમત થઇ જશો એવી આશા મને અત્યારે નથી. એ પ્રશ્ન આપણું ગીરાસની વ્હેંચણીની પ્રથાનો છે. આપણે હવે ખાંડાના ખેલ ખેલી નવી જમીન મેળવી શકીએ એવી સ્થિતિ નથી. એ સંયો-

એમાં જે જમીન અત્યારે આપણા કબજામાં જ છે તે આપણા કબજામાં રહે એવો ઉપાય શોધવો એ પ્રશ્ન અતિ મહત્વનો છે. આપણો ગીરાસ લગભગ સરખે હિસ્સે વ્હેંચાય છે અને પરિણામે આપણી મ્હોટી જાગીરો શીર્ણ વિશીર્ણ થઇ, એક કુટુમ્બનો પણ સહેલાઇથી નિર્વાહ થઇ શકે તેટલા વિસ્તારની રહેતી નથી. આજે જે મ્હોટી જાગીરો છે તેનો પણ એનો એ વારો કાળે કરીને આવવાનો. એ જાગીરો અને એ જાગીરોના માલેક આપણે હોવાથી આપણો જે મોભો છે તે આપણે જાળવી રાખવો હોય તો આપણે આપણા ગીરાસની વ્હેંચણીની પ્રથા વહેલી મોડી પણ બદલવી જ પડશે. ઇંગ્લન્ડમાં જે પ્રાઇમોજેનિચર, એટલે અગ્રજન્મ મહત્તા અથવા મોટા પુત્રને જાગીરનો વારસો આપવાનો રિવાજ છે તે અનુકરણીય છે. આપણા જ ભારતમાં રાજપૂતાનામાં તેમજ માળવાના કેટલાક હિસ્સામાં એ પ્રથા છે. આ પ્રશ્નનું મનન કરી તેની તરફેણમાં જ્ઞાતિમત કેળવવાની દરેક રાજપૂત સમાજોના નેતાઓને નમ્ર વિનંતી કરવાની હું મ્હારી ફરજ ગણું છું.

પ્રતિનિધિ બંધુઓ અને બ્હેનો, મ્હેં આપનો ઘણો સમય લીધો છે, અને આપને મ્હારાં કથનના વિસ્તારથી શ્રમ પણ પડયો હસે. તો પણ હું પુરૂં કરૂં તે પહેલાં આપણી કોમની ઉન્નતિના એક અનિવાર્ય અગત્ય ધરાવતા પ્રશ્નને છેડયા વિના હું રહી શકતો નથી. આપણે કોમના ઉદ્ધારનું કાર્ય હાથ ધર્યું છે, અને તેમ કરવાને માટે ભોગ આપવાની વૃત્તિ પણ આપણા ઘણા ભાઇઓના દિલમાં ઉછળી રહી છે. આપણો ઉત્સાહ અને આપણી ઊિકંઠા ઉપયોગમાં લઇ, આપણી પ્રગતિના માર્ગ સ્વચ્છ કરી આપણા પ્રયાણની ગતિને વેગ આપવા માટે આપણે સ્થાયી સંગીન યોજના ઘડવી જોઇએ. મ્હારા મત પ્રમાણે આપણે એકી સાથે એ દિશામાં કાર્ય આરંભવું જોઇએ.

## અખિલ સૌરાષ્ટ્ર રાજપૂત સમાજ સ્થાપો.

આજની પરિષદમાં આપણે અનેક ઠરાવો પસાર કરવાને લલચાઇએ નહીં એમ હું ઇચ્છું છું. થોડા પણ કાર્યસાધક

ઠરાવો કરવા, અને વર્ષભર કોમનું ધ્યાન એની ઉપર દોરવી એ ઠરાવોનો અમલ કરાવવા સતત ઉદ્યોગ પૂર્વક પરિશ્રમ ઉઠાવવો એવો કાર્યક્રમ જો આપણે સ્વીકારીએ તો આપણા સંમેલનની તાત્કાલિક અસર આપણે જોવા પામશું. વર્ષ આખરે થતા એક મેળાવડામાં ભાષણો અને ઠરાવો કરી, તાળીઓના ગગડાટ વર્ષાવી આપણે છૂટા પડી જઇએ, અને બીજી પરિષદ્ થતાં સુધી કશું સંગીન કામ કરવા પામીએ નહીં એમ આપણા કિસ્સામાં ન બને એટલા માટે જ્ઞાતિસેવાપરાયણ ક્ષત્રિય બન્ધુઓનું બનેલું એક મધ્યસ્થ કાર્ય-વાહક મંડળ જોઇએ, અને વર્ષભર આપણા ઠરાવોનો અમલ કરવાને તે પ્રયત્નો કરે એવી વ્યવસ્થા થવી જોઇએ. આ મંડળમાં અખિલ સૌરાષ્ટ્રના સમસ્ત રાજપૂતસંઘના પ્રતિનિધિઓને સ્થાન હોવું જોઇએ. આખી રાજપૂત કોમનો એને મજબુત ટેકો હોવો જોઇએ. આપણી કોમને ઘટે છે તેવું વજન તે પ્રજામાં કે સરકાર—દરબારમાં પામી શકે તે માટે આપણા સંયુક્ત સમાજના પ્રતિનિધિ-રૂપે તેઓ બોલી શકે એવા બંધારણવાળા એક અખિલ સૌરાષ્ટ્ર રાજપૂત સમાજની આપણે આજે સ્થાપના કરવી જોઇએ, અને એના કાર્યવાહકો દ્વારા આપણી રાજદ્વારી, સામાજીક, આર્થિક અને વિદ્યાવિષયક પ્રગતિ વર્ષ દરમ્યાન આપણે ચાલુ રાખવી જોઇએ. આ હેતુ માટે આપની સમક્ષ એવા સમાજનું બંધારણ મંજુર કરવા એક યોજના મૂકવામાં આવશે અને કોમનું હિત ચાહનારા સઘળા ભાઇ—બ્હેનો તેને વધાવી લેશે એવી મ્હને પ્રતીતિ છે.

## રાજપૂત સેવાશ્રમ

આપણી સામે જેટલું વિશાળ કાર્યક્ષેત્ર પડ્યું છે, કોમનો જેટલો સડો આપણે સાફ કરવાનો છે, જેટલા સુધારા આપણે દાખલ કરવા છે, અને જે લડતો આપણા ભાઇઓને થતા અન્યાયો સામે આપણે ઉઠાવવાની છે તે જોતાં આવા એક સમાજની સ્થાપનાથી કે તેના કાર્યવાહકોના ઉદ્યોગથી કેવળ આપણું કાર્ય સફળ થાય તેમ નથી. રાજપૂત કોમનો ઉદ્ધાર કરવાનું બીડું ઝડપ-

નાર, રાજપૂતોનું અસલી નૂર એ કોમના મ્હોંપર ચમકતું કરવા-વ્રત લેનાર, રાજપૂતાઇના રંગો પાછા દેખાડવા પ્રતિજ્ઞા કરનાર અને કોમને સમાજના તથા દેશના કાર્યમાં મહત્વનું યશરનું સ્થાન અપાવવા ઝંખનાર અહોરાત્ર જાતિહિતચિન્તનમાં નિમગ્ન રહે, અને કોમની પ્રગતિ કરવા માટે સર્વ ભોગવિલાસોને ત્યજી દઇ ફકીરી ગ્રહણ કરે એવા રાજપૂત સંન્યાસીઓનો જથ્થો પેદા કરવાની આજે અનિવાર્ય અગત્ય છે.

## કોમને માટે એક એક પુત્ર કાઢી આપો

આપણાં હજારો કુટુમ્બમાં અસંખ્ય રાજપૂત બાલકો છે; તેમને યોગ્ય શિક્ષણ આપી જાતિસેવકો બનાવવાને આપણે ઘણા-ખરા અસમર્થ છઇએ. આપણા અમીરોને, આપણા આમવર્ગને, આપણો ઉદ્ધાર ચાહનાર પ્રત્યેક ક્ષત્રિય બન્ધુ અને રાજપૂત ભગિ-નીને હું આ તખ્તા ઉપરથી અપીલ કરવા ચાહું છું કે આપ આપના એકેક પુત્રને કોમને માટે કાઢી આપો. આજે હું જ્ઞાતિ-ભક્તોની સમક્ષ બત્રિશ લક્ષણાની ભિક્ષા માગી રહ્યો છું. જેના ઉપર કુટુમ્બના નિર્વાહનો ભાર ન હોય, જેની બુદ્ધિનો કુટુમ્બસુખ માટે ઉપયોગ કરવાની લાલસા ન હોય, જેને સમાજની કે સંસારની નિયંત્રણા કે બંધનો ન હોય, જેઓ સ્વતંત્ર ગગનવિહારી પંખીડાં જેવા સંસારની મોહજાળમાં ફસાયા વિનાના બુદ્ધિ—શક્તિ—ઉત્સાહ—પુરૂષાર્થનો અખુટ ઝરો કોમની સેવા કરવામાં જ મન ગમતી રીતે ખર્ચ કરી શકે એમ હોય, એવા બાલ-અવધુતોની હું આપની પાસે યાચના કરી રહ્યો છું. આપના અનેક પુત્રોમાંથી એકેક જાતિસેવાના કાર્યને સમર્પણ કરો, એની ઉપરના ઉપકારના બદલાનો આપનો દાવો છોડી દો, અને સર્વસ્વામિત્વ ખેંચી લઇ એમને કર્મસંન્યાસ સાધવા રાજપૂત સેવાશ્રમ સ્થાપવા માટે ભેટ ધરી દો. આવો આશ્રમ સ્થાપવાનો જો આપણે નિશ્ચય કરીએ, અને તેમાં જો બુદ્ધિમાન તેજસ્વી પુત્રોનું દાન કરવાનું આપ કબુલ કરો તો મ્હારો એક પુત્ર આપના આ મહાકાર્યમાં અર્પણ કરવાને હું તૈયાર છું. આ બાલકોને એમના સેવાવ્રતમાં તાલીમ આપવા માટે, એમને

શક્તિશાળી અને પ્રતાપી બનાવવા માટે આપણે સારામાં સારા ક્ષત્રિયો અને ગુરૂઓ એ આશ્રમના સંચાલકો તરીકે રોકવા જોઇશે. આ યોજના ઉપર વિષયનિયામક સમિતિમાં આપ સૌ વિચાર કરશો એવી હું ઉમેદ રાખું છું.

બંધુઓ, આજે જ્ઞાતિના પરમહિતૈષી અને રાજપૂત સંગઠનના આદ્યદૃષ્ટા સ્વર્ગસ્થ કુમારશ્રી હરભમજી સાહેબનો આત્મા પોતે વાવેલાં બીજનાં અંકુરો ફુટતાં જોઇ પ્રસન્ન થતો હશે. આપણી ભવિષ્યની સર્વ પ્રવૃત્તિઓ ઉપર એ દિવ્ય જ્યોતિનો પ્રકાશ સદા પડતો રહે એવી હું પરમકૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના કરૂં છું.

આપ સૌને મ્હેં ઘણા રોકયા છે, અને આપ સૌ આજના આપણા માનવંતા સ્થાન માટે યોજાએલા, કોમ માટે ફકીરી ધારણ કરનાર માનનીય મનુભાભાઇ (ચેર)ની અમૃતવાણી સાંભળવાને આતુર થયા હશો. આપે સૌએ જે ધીરજથી અને શાંતિથી મ્હને સાંભળ્યો છે તે માટે હું આપ સૌનો આભાર માનું છું.

આજે અમારા સત્કાર મંડળના આમંત્રણને માન આપીને જે જે દેશભક્તોએ અને રાજપુરૂષોએ પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપીને આંહી પધારવા કૃપા કરી છે અને આપણી કોમના ઉદ્ધારના કાર્યમાં એ સૌ સજ્જનોએ જે રસ દાખવ્યો છે તે ખાતર સત્કારમંડળના વતી હું તેમનો આભાર માનું છું, અને તેમની અમીદૃષ્ટિ આપણી હિલચાલની પ્રત્યે ચાલુ રહે એમ પ્રાર્થું છું.

### આભારદર્શન

ગોહેલોના શિરછત્ર શ્રી ભાવનગર નરેશ, પાલીતાણાના જાતિ-શુભેચ્છક નામદાર ઠાકોરસાહેબ, અને વળાના રાજ્યતંત્રીઓએ ગોહિલવાડે ઉપાડેલા આ કાર્યમાં સક્રિય સહાનુભૂતિ પ્રદર્શિત કરી પરિષદ્‌ના સ્વાગતના ફાળામાં જે ઉદાર રકમો આપી છે તે માટે એ સૌના ઋણમાં અમારૂં સ્વાગતમંડળ આવ્યું છે.

અમને સાધનો વિગેરેની મ્હોંમાગી સગવડ કરી આપી અમારા પ્રજાવત્સલ, જ્ઞાતિપ્રેમી, એકપત્નિવ્રતધારી, તપસ્વી સ્વર્ગસ્થ મહારાજા શ્રી ભાવસિંહજીની ખોટ આ પ્રસંગે ન જણાવા માટે સંસ્થાન ભાવનગરની કારોબારી કાઉન્સીલના અમે સદાને માટે

આભારી થયા છીએ અને એ અમારા ઉપકારની લાગણી જાહેરમાં વ્યક્ત કરવાની હું આ તક લઉં છું.

બન્ધુઓ અને બ્હેનો, મારૂં કાર્ય સમાપ્ત થયું છે. અમારી સ્વાગતની ત્રૂટીઓનું અમને બરાબર ભાન છે, પરંતુ આપના હૃદયના ભાવની તથા ઔદાર્યની અમને પ્રતીત છે. અમારી વ્યવસ્થામાં ખામી હશે, અમારા સત્કારમાં ન્યૂનતા હશે; પરંતુ અમારા હૃદયમાં આપના પ્રત્યે જે ભક્તિભાવ ઉછળી રહ્યો છે તેની કદર કરી આપ સઘળું નિભાવી લેશો એવી હું આશા રાખું છું. આપ સૌએ અહીં પધારવાનો જે શ્રમ લીધો છે અને અમારૂં આંગણું પાવન કર્યું છે તે માટે આપનો ઉપકાર માની, શ્રી ગોહેલવાડ રાજપૂત સમાજ તરફથી આપને અંતઃકરણપૂર્વક આવકાર આપું છું.



આ ભાષણ સૌરાષ્ટ્ર મુદ્રણાલય રાણપુરમાં અમૃતલાલ દલપતભાઈ
શેઠે છાપ્યું, અને વર્તેજ મુકામે શ્રી જોરાવરસિંહજી હરિસિંહજી
ગોહેલ કેપ્ટન, બી. એ., એમ. સી., એમણે પ્રસિદ્ધ કર્યું.